થોડી ક્ષણો સુધી ઉભા રહેવા છતાં સ્વામીજીએ આંખ ખોલી નહીં, તેથી તે ત્યાં તેમની પાસેજ બેસી ગયો. આમને આમ અર્ધો કલાક પસાર થયો, છેવટે સ્વામીજીની હાથેલી ધ્રૂજવા લાગી અને તે પછી પાંચ-સાત મીનીટે તેમણે આંખો ઉઘાડી શિષ્યની તરફ દ્રષ્ટિ કરી પૂછ્યું:-" અહં ક્યારે આવ્યો ? "

**શિષ્ય:**-સહજ વાર થઇ હશે.

**સ્વામીજી:**-ભલે, પાણીનો એક પ્યાલો ભરી લાવ જોઇએ.

શિષ્ય ઉતાવળો ઉતાવળો સ્વામીજીના ખાસ કુંજામાંથી પાણી ભરી લાવ્યો. પાણી પી કરી શિષ્યને પ્યાલો પાછો સોંપ્યો અને તેને યથાસ્થાને મૂકી આવવાનું કહ્યું. ત્યારપછી સ્વામીજીએ વાતની શરૂઆત કરતાં કહ્યું કે:-" આજે ધ્યાનની બહુ સરસ જમાવટ થઇ ! "

**શિષ્ય:**-ધ્યાન કરવા બેસીએ કે તુરતજ મન એકાગ્ર થઇ જાય એવો કંઇક ઉપાય બતાવો.

**સ્વામીજી:**-અત્યાર પૂર્વે સર્વ ઉપાયો તમને કહી ચૂક્યો છું. નિત્ય પ્રાતઃકાળે એક વખત અવશ્ય ધ્યાન કરવા બેસવું. વખત જતાં સફળતા પ્રાપ્ત થશે. ભલા કહે જોઇએ, તને આ ઠીક લાગે છે?

**શિષ્ય:**-આપે અત્યાર સુધીમાં જે કાંઈ કહ્યું છે તે પ્રમાણે હું ધ્યાન કરવાનો નિત્ય પ્રયત્ન કરૂં છું. પરંતુ હજી સુધી ધ્યાનમાં જેવી જોઇએ તેવી એકાગ્રતા થતી નથી. કોઇ કોઇ વખત તો મનમાં એમજ થઇ આવે છે કે ધ્યાન માત્ર કરવાથી શું કલ્યાણ થવાનું હતું? મને લાગે છે કે મારાથી ધ્યાન વગેરે થઈ શકશે નહિ. આપની પાસેજ કાયમ રહું એજ મને તો મારે માટે ઇચ્છવાયોગ્ય જણાય છે.

**સ્વામીજી:**-એ સર્વ માનસિક દુર્બળતાની Weakness ની નિશાનીઓ છે ! સર્વદા નિત્ય-પ્રત્યક્ષ એવા આત્માના વિષયમાંજ તલ્લીન રહેવાનો પ્રયત્ન કરજે. **આત્મદર્શન થયા પછી તારે માટે કાંઇ**

**કર્તવ્યજ નહીં રહે.** જન્મ-મૃત્યુની જાળ પોતાની મેળેજ તૂટી જશે!

**શિષ્યઃ**—આપશ્રી પોતેજ કૃપા કરીને એટલું કરી દો. આજે આપે અવકાશે મને આવવાનું કહ્યું હતું તેથીજ હું આવ્યો છું. મારૂં મન સ્થિરતા પ્રાપ્ત કરે એવો કોઇ માર્ગ દર્શાવો.

**સ્વામીજીઃ**—ધ્યાનમાંજ અવકાશનો સદુપયોગ કરવો. સુષુમ્ણા-માર્ગે માત્ર એકવાર જો મન જઇ શકે તો પછી કોઇ પ્રકારની ચિંતા રહે નહીં, વધુ કાંઇ કરવાનીજ જરૂર ન રહે.

**શિષ્યઃ**—આપ તો ઘણોય ઉત્સાહ આપો છો. પરંતુ મને સત્ય વસ્તુની પ્રાપ્તિ થશે કે નહીં એજ સમજાતું નથી. યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી હું મુક્ત થઇ શકીશ કે નહીં?

**સ્વામીજીઃ**—એક કીડાથી લઇ બ્રહ્મા પર્યંત સૌ કોઇ એક કાળે મુક્ત થઇ શકશે. તો પછી તું એકલોજ કેમ રહી જશે? માનસિક દુર્બળતાઓ weakness ને મનમાં સહજ પણ સ્થાન આપીશ નહીં.

ત્યારબાદ **સ્વામીજીએ** કહ્યું કેઃ—"શ્રદ્ધાવાન થાઓ, વીર્યવાન થાઓ, આત્મજ્ઞાન પ્રાપ્ત કરો, અને "પરહિતાર્થે" જીવન અર્પણ કરો એજ મારી ઇચ્છા અને આશિષ છે."

એજ વખતે જમવાનો ઘંટ વાગ્યો. સ્વામીજીએ શિષ્યને કહ્યું જમવાનો ઘંટ વાગ્યો. જમી આવ."

શિષ્યે સ્વામીજીના ચરણ-કમળમાં નમન કરી કૃપાભિક્ષાની યાચના કરી. સ્વામીજીએ શિષ્યના મસ્તક ઉપર હસ્ત સ્થાપ્યો અને આશીર્વાદ આપતાં કહ્યું કેઃ—"જો મારા આશીર્વાદથી તારો કોઇપણ પ્રકારનો ઉપકાર થઇ શકતો હોય તો હું કહું છું કે ભગવાન શ્રી રામકૃષ્ણ તારા ઉપર કૃપા કરો! એથી અધિક મહાન આશીર્વાદ મારી પાસે નથી."

શિષ્ય આનંદિત અંતઃકરણે નીચે ઉતર્યો અને શિવાનંદ મહા-

રાજને સ્વામીજીનો આશીર્વાદ કહી સંભળાવ્યો. શિવાનંદ સ્વામીએ આશીર્વાદ સાંભળીને કહ્યું કેઃ-"જા, બંગાળી, તારી સર્વ કામનાઓ પૂર્ણ થશે. વખત જતાં સ્વામીજીના આશીર્વાદનું ફળ તને પ્રત્યક્ષ થયાવિના રહેશે નહીં."

આહાર કર્યા પછી શિષ્ય તે રાત્રિએ સ્વામીજી પાસે ગયો નહીં. કારણ કે તેઓ આજે બહુ જલદીથી સૂઇ જવાના હતા.

બીજે દિવસે સવારે શિષ્યને કેટલાંએક ખાસ કારણોને લીધે કલકત્તા જવાની જરૂર પડી, તેથી તે જેમ બને તેમ જલદી શૌચાદિ નિત્યકર્મોથી પરવારી સ્વામીજી પાસે ઉપસ્થિત થયો.

**સ્વામીજી:**—કેમ ? અત્યારેજ જઇશ કે ?

**શિષ્ય:**—જી, હા.

**સ્વામીજી:**—આવતા રવિવારે આવીશ કે ?

**શિષ્ય;**—જરૂર, આવીશ.

**સ્વામીજી:**—ત્યારે જા. જો, આ નૌકા કલકત્તા તરફજ જાય છે; જલદી કર.

શિષ્ય સ્વામીજીના પાદપદ્મમાં છેલ્લા પ્રણામ કરી ત્યાંથી રવાના થયો. તે જાણતો નહોતો કે સ્વામીજીના સ્થૂલ દેહનાં દર્શનનો આ પ્રસંગ છેક છેલ્લોજ નિવડશે. સ્વામીજી તેને પ્રસન્ન વદને રજા આપતાં બોલ્યા કેઃ-" રવિવારે આવજે," શિષ્યે કહ્યુંઃ—"ભલે." ત્યારબાદ શિષ્ય બહાર નીકળ્યો.

શિષ્યને કલકત્તા ખાતે જવાની તૈયારી કરતો જોઇ સ્વામી શારદાનંદે કહ્યું કેઃ—" અરે ! પેલા બે કૉલરો લેતો જા. નહીંતો અમારે સ્વામીજીનો ઠપકો ખાવો પડશે. "

શિષ્યે જણાવ્યું કેઃ—" આજે મને બહુ ઉતાવળ છે. એક

દિવસે આવીને લઇ જઇશ. સ્વામીજીને મારીવતી આ વાત સવિનય જણાવજો, એટલે તમને ઠપકો નહીં મળે."

નૌકા ગંગાકિનારે તૈયાર હતી. શિષ્ય તેમાં બેસીને કલકત્તા તરફ રવાના થયો. નૌકામાંથી શિષ્યે જોયું તો જણાયું કે સ્વામીજી તે વખતે મઠના ઉપલા મકાનમાં ગૅલેરીમાં આસપાસ ફરી રહ્યા હતા. શિષ્યે પુનઃ સ્વામીજી તરફ મુખ કરી પ્રણામ કર્યા. પવનની અનુકૂળ-તાથી નૌકા અર્ધા કલાકમાં આહીરિટોલા ખાતે પહોંચી ગઇ.

ત્યારપછી સાત દિવસે સ્વામીજીએ સ્વસ્વરૂપ સંકોચી લીધું ! શિષ્યને તે પહેલાં એ સંબંધી કશા સમાચાર મળ્યા નહોતા. તેથી સ્વામીજીના દેહાંતર થયાના શોકજનક સમાચાર સાંભળી શિષ્ય બીજેજ દિવસે મઠમાં હાજર થયો. દુર્ભાગ્યે સ્વામીજીના સ્થૂળ દેહનાં શુભ દર્શન પુનઃ થઇ શક્યાં નહીં.

## બીજો ભાગ સમાપ્ત.



# "ગુજરાતી" પત્રવાળાનો બળાપો.

આ ખાતા તરફથી નીકળેલું શાન્તિપર્વ, આગળ રૂ. ૮ થી નીકળેલા શાન્તિપર્વની નવી સુધરેલી આવૃત્તિ છે; એ મતલબનું લખાણ એ ગ્રંથના મુખપૃષ્ઠ તથા નિવેદનમાં સ્પષ્ટ લખાયલું હોવા ઉપરાંત તેને લગતી જાહેર ખબરોમાં પણ તે વાત સૂચિત છે; વળી મહાભારતના બાકીના ત્રણ ભાગોનું ઉત્તમ ભાષાંતર અનુભવી શાસ્ત્રીને હાથે નવુંજ તૈયાર થતું હોવાની વાત પણ ગયા આસો માસમાં વિવિધ ગ્રંથમાળાના ૪૯-૫૦ મા પુસ્તકમાં અને તે પછીની જાહેર ખબરો તથા હેંડબીલોમાં સ્પષ્ટ જણાવેલી છે; છતાં 'ગુજરાતી' વાળાએ પોતાના ઘરના છાપામાં એવીજ ગપ ચલાવી છે કે "શાન્તિપર્વનું ભાષાંતર નવું હોવાનો દાવો અમે રાખ્યો હતો; અને આ ખાતા તરફથી નીકળનારૂં મહાભારતનુ બધુંજ ભાષાંતર અમદાવાદવાળા ભાષાંતર પ્રમાણેજ છપાનાર છે." (!) આખું શાન્તિપર્વ ઉથલાવી જઇને તેમાં જે શબ્દો નથી તે શબ્દો છે, એમ ઠોકી બેસાડીનેજ કેટલીક ભૂલો તો તેમણે પોતાના પત્રમાં પ્રસિદ્ધ કરવા ઉપરાંત બીજી રીતે પણ બને તેટલી હલકી ભાષા અને અસત્ય આક્ષેપોથી પોતાના હૃદયનો ઊંડો બળાપો સારી પેઠે ખાલી કર્યો છે ! આ સંસ્થા તરફથી સ્વલ્પ મૂલ્યે નીકળેલા તેમજ નીકળનારા ભાગવત, જ્ઞાનેશ્વરી, યોગવાસિષ્ઠ, મહાભારત, વાલ્મીકિ રામાયણ, પંચદશી ઇ. ગ્રંથોને લીધે તેમના બમણી ત્રમણી કિંમતવાળા ગ્રંથોનાં વેચાણમાં અને તેમાંથી દર વર્ષે સ્હેલાઇથી થતી હજારોની આવકમાં થવા માંડેલો ઘટાડોજ એ દ્વેષ અને બળાપાના કારણરૂપે છે.

એવા બડબડાટ કે આક્ષેપો તરફ લક્ષ્ય ન આપતાં મુંગે મોઢે

બને તે કર્યા જવું; અને છેવટે જનસમાજ કદાપિ તેથી ઉંધા વિચારોએ ચ્હડી જઇને સેવાનો લાભ લેવાથી વિમુખ થાય તો "ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ" ની પેઠે પરમાત્મ દેવે આ હૃદયને પોતા તરફ વિશેષ અભિમુખ બનાવવાની કૃપા કરેલી સમજીને તેમાં રહેલા સ્વ-પર શરીરોના અધિક હિતને માટે અહોભાગ્ય માનવું; આ ધોરણ સસ્તા સાહિત્યની પ્રવૃત્તિની શરૂઆતમાંજ જણાવાઈ ચૂકેલું છે. જેથી વર્તમાનપત્રોમાં ખુલાસાઓ આપવા; અથવા જેવાની સાથે તેવા બનીને એકની બે ચોપડી બતાવવી; કે સરકાર દરબારનો સ્વાદ ચખાડી મદ ઉતારવો; એમાંનું કાંઈ પણ કરવામાં આવ્યું નથી. હવે પછી પણ બનતાં સુધી એજ ધોરણ રહેશે. શુભેચ્છાપૂર્વકની શંકા અથવા જિજ્ઞાસા ગ્યોય માર્ગે દર્શાવાતાં તેનું સમાધાન અપાવું સ્વાભાવિક છે; પરંતુ દ્વેષને લઇને કરાતી ગમે તેવી લવરી માટે તો ઉપેક્ષાનેજ અમે ઉચિત માનીશું.

આમ છતાં, સાધારણ જનવર્ગ આવી ચૂપકીદીથી અવળે માર્ગે દોરાઈ જઇને છેવટે તેમનાજ હક્કમાં નુકસાન થાય તે કેટલાક સજ્જનોને ઠીક નહિ લાગવાથી તેમણે જૂદાં જૂદાં વર્તમાનપત્રોમાં "ગુજરાતી" ના ઉત્તરમાં કેટલાક લેખો પ્રસિદ્ધ કરાવ્યા છે.

આ પ્રમાણે જ્યારે આ કાર્ય થયું છેજ; તો પછી આ ખાતાના વાચક અને શુભેચ્છક સજ્જનો તેથી જ્ઞાત થવાની ઇચ્છા કરે એ સ્વાભાવિક સ્હમજીને તે ઉત્તરો અત્ર દાખલ કરવામાં આવે છે.

---

## પેટે બળતાં "ગુજરાતી" એ કુટેલું કપાળ.

### ( વડોદરા વર્તમાન તા. ૨૪-૫-૧૫ )

ગુજરાતી ભાષા જાણનારી આલમમાં છેલ્લાં થોડાંક વર્ષો થયાં આકર્ષક વાર્તાઓ દાખલ કર્યા પછી "ગુજરાતી" પત્ર જે બહોળો

ફેલાવો પામ્યું છે, તેને માટે-એક ભાઇબંધ પત્રકાર તરીકે અમે તેના કાર્યવાહકોને ખાસ ધન્યવાદ આપીએ છીએ. સુધરેલા દેશોની વર્તમાન સ્થિતિ તરફ જોતાં "ગુજરાતી" ની ગ્રાહક-સંખ્યા બહુ જણાય તેમ નથી, પણ ગુજરાત કાઠીયાવાડ જેવા અજ્ઞાન અને પછાત દેશમાં તે પત્રે જે આગેવાન પદવી ધારણ કરી છે, તેને માટે તેના તંત્રી અને માલેક મગરૂબી ધારણ કરતા હોય તો તે સ્વાભાવિકજ છે. આવા એક બહોળો ફેલાવો પામેલા પત્રની લોકપ્રિયતામાં દિનપરદિન વૃદ્ધિ થતી રહે એવું અમે હંમેશાં ઇચ્છીએ છીએ; છતાં શોકની સાથે અમારે જણાવવું પડે છે કે મરહુમ મી. ઇચ્છારામ સૂર્યરામના ખેદકારક અવસાન પછી "ગુજરાતી" ના ગાદીપતિ બનેલા તેમના ગ્રેજ્યુએટ પુત્ર મી. મણીલાલે હાલમાં જે પ્રવૃત્તિ આદરી છે, તે જો ચાલુ રહી, તો તેવી નહિ ઇચ્છવા યોગ્ય પ્રવૃત્તિ તે પત્રની લોકપ્રિયતામાં ક્વચિતજ વધારો કરી શકશે. જે પત્ર અગાઉ પોતાનાં બાહોશીભરેલાં લખાણોને લીધે ભાગ્યેજ કાયદાની ચુંગાલમાં આવતું હતું, તે પત્રને મી. મણીલાલના હાથમાં લગામ આવ્યા પછી એક કરતાં વધારે વખત માફી માગવી અથવા દીલગીરી દર્શાવવી પડી છે, તે કાંઈ થોડા ખેદની વાત નથી. પત્રકારની ખુરશી કાંટાથી ભરેલી અને અનેક મુસ્કેલીઓથી વિંટળાયેલી છે, તે વાતનો અમે અસ્વીકાર કરવા માગતા નથી; પણ મી. મણીલાલને તો જાણે કે એક તમાચો માર્યા પછી "ભાઇસાહેબ, ભૂલી ગયો" એમ કહેવાની ટેવજ પડી ગઈ હોય એવું દીલગીરી ભરેલું અનુમાન ખેંચવાની તેમના વખાણનારાઓને પણ ઘણી વખત ફરજ પડે છે. આવી એક નિર્બળતાજ વર્તમાનપત્રકારની કીર્તિને ઝાંખ લગાડવાને કેટલીક વખત બસ થઈ પડે છે; પણ મી. મણીલાલ તો તેથી પણ સહેજ આગળ વધ્યા

જણાય છે. "ચુંબન મીમાંસા" અને "હમ્મીર હઠ" જેવાં બીભત્સ પુસ્તકો "ગુજરાતી"ની ચંદ્રવત્ ઝળકતી કીર્તિને કાળા ડાઘ લગાડનારાં કલંકો સમાન છે; અને પહેલાંની એકાદ બે ચાલુ વાર્તાના કેટલાક ભાગોએ તે ડાઘોને વજ્રલેપ જેવો ડામર લગાવી વિશેષ કાળા બનાવ્યા છે. અમે ઇચ્છીએ છીએ કે પ્રો. ગજ્જર જેવો કોઇ કુશળ સાયન્ટીસ્ટ મળતાં તે પત્રને કપાળે ચોંટેલા તે કાળા ડાઘો જલદી દૂર થવા પામે. ઊર્ધ્વગતિમાં જવાને બદલે અધોગતિની ખીણમાં ઉપર જણાવ્યાં બે પગથીયાં ગબડાવ્યા પછી સસ્તા સાહિત્ય વર્ધક પુસ્તકાલય તરફથી ભિક્ષુ અખંડાનંદે બહાર પાડેલાં "મહાભારત"નાં પુસ્તકની "ગુજરાતી"માં આવેલી સમાલોચના તરફ જોતાં મી. મણિલાલ હાલમાં ત્રીજે પગથીએ આવી પહોંચ્યા જણાય છે. એક પુસ્તકને માટે નીડરપણે સ્વતંત્ર અભિપ્રાય આપી તેમાં જે ખુબીઓ તેમજ ખામીઓ હોય તે જનસમાજની સમક્ષ રજુ કરવી એ દરેક પત્રકારની ફરજ છે; અને ભાઇબંધ "ગુજરાતી"એ નિઃસ્વાર્થપણે જો તે કામ બજાવ્યું હોત તો ઉક્ત સમાલોચના માટે તે ખરેખર ધન્યવાદને પાત્ર થઈ પડત; પણ અફસોસ છે કે મહાભારતપરની ટીકામાં સ્વતંત્રતાના કરતાં સ્વાર્થ, અને નીડરતાના કરતાં દુર્બુદ્ધિ વિશેષ જણાય છે. તે ટીકા વાંચ્યા પછી, સસ્તા સાહિત્ય વર્ધક પુસ્તકાલયની હરીફાઇને લીધે, મન ફાવે તેટલી કીંમત રાખીને ગરીબ ગુજરાતીઓના પૈસા ઓકાવવાની તે પત્રની મારવાડી વૃત્તિ ઉપર મજબૂત ફટકો પડયો છે, તેથીજ તે ભાઇબંધે "પેટ દુખતાં કપાળ કુટયું છે" એવું અનુમાન કર્યા સિવાય કોઈ તટસ્થ પુરૂષ ભાગ્યેજ રહી શકે એમ છે. દક્ષિણ આફ્રિકામાં હિન્દી વેપારીઓની હરીફાઈ સ્હામે ખળભળી ઉઠેલા ગોરાઓ સ્હામે વાગ્બાણનો યથેચ્છ પ્રહાર કરનારૂં

"ગુજરાતી" આજે સ્વામી અખંડાનંદની હરીફાઇથી હાંફલુંફાંફલું બની જે અકળામણ બતાવે છે, તે નિષ્પક્ષ પુરૂષોના હૃદયમાં કાંઇક ગુસ્સાની સાથે થોડીક દયાની લાગણી પણ ઉત્પન્ન કર્યા વગર રહે તેમ નથી. પોતાનો કક્કો ખરો હોવાનું દરેક માણસને અભિમાન હોય એ કુદરતી છે; અને તેથી * * * * * * * ના જેવી "આર્યપ્રકાશ" અને "ગુજરાતી" વચ્ચે જે ઝપાઝપી ચાલે છે, અને સાહિત્ય પરિષદને અંગે જે ચર્ચા ચાલે છે, તેમાં "ગુજરાતી" ની રીતભાત ટીકાને પાત્ર હોવા છતાં તેને છેક ઉતારી પાડવા જેવી ભાગ્યેજ ગણી શકાશે. જાહેરમાં આવી લોકપ્રયતા મેળવવા ઇચ્છનારે હંમેશાં ટીકાનાં બાણો સહન કરવાને તૈયાર રહેવું જોઇએ; અને તે નિયમે ગરમાગરમ ચર્ચા ચાલે ત્યારે આગેવાન હોવાનો દાવો કરનારા પુરૂષો ઉપર આક્ષેપો થાય તે કાંઈ નહિ સમજી શકાય તેવી બાબત નથી; પણ મહાભારતપરની ટીકામાં તો ભાઇબંધ "ગુજરાતી" એ વગર કારણે વિકરાળ સ્વરૂપ ધારણ કરી એક સ્વાર્થરહિત સંન્યાસી ઉપર મિથ્યા પ્રહારો કર્યા જણાય છે. જાહેર ખબરની ભાષાને આગળ ધરી તે પત્રે જે અઘટિત હુમલા કર્યા છે, તેને સત્ય અને ગંભીર સ્વરૂપ આપી, તેમાં ડોળવામાં આવેલાં દોઢડહાપણ મુજબ જો દુનિયા વર્તવા લાગે તો અમને તો લાગે છે કે વ્યાવહારિક પ્રવૃત્તિઓનો અંત આવી પ્રલયકાળ નજીકજ આવી પહોંચે! જાહેર ખબર કે આકર્ષક પ્રસ્તાવનામાં ઠગબાજી ચલાવવી તે નિંદાને અને ઘણી વખત શિક્ષાને પાત્ર ઠરે છે; પણ તેમાં અતિશયોક્તિ પણ ન હોવી જોઇએ એમ કહેવું એ તો મનુષ્યને દેવ બનાવવા બરોબર છે; અને "ગુજરાતી"ને માટે તો તેવી ટીકા કદાચ "પગ નીચે દાવાનળ સળગે અને લંકા ઠારવા જવું" જેવા ખેલ સમાન થઈ પડયા વગર રહે

નહિ એવો અમને ભય રહે છે.* વળી સેંકડો નહિ પણ હજારો અને લાખો શ્લોકોના એક પુસ્તકમાં પાંચ પચાશ ભૂલો નજર–દોષથી રહી જાય તો તેને માટે આટલા બધા પ્રહારો કરવાની જરૂર હતી એમ કોઇ પણ ડાહ્યો માણસ કહી શકશે નહિ. તે ભૂલો જણાવી તે સુધારવાની અને ફરીથી બીજાં કામોમાં તેવી ગફલતી ન થાય એટલી સૂચના કરી હોત તો તે પૂરતું થઈ પડત. આ હદ ઓળંગી જવામાં આવી છે તેથીજ પેટ દુઃખતાં "ગુજરાતી" એ કપાળ કુટયું છે એમ કહેવાની અમને લાચારીથી ફરજ પડે છે. હરીફાઇના જમાનામાં ભાઇબંધ "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ"એ દીર્ઘદ્રષ્ટિ વાપરી હિંમત ભરેલી રીતે ચાર આનાને બદલે પોતાના દૈનિક પત્રની જેમ એક આનો કીંમત કરી નાખી છે, તેમ મેદાનમાં આવવાની ભાઇબંધ "ગુજરાતી" શા માટે હામ ભીડતું નથી? સ્વાર્થી લોભવૃત્તિ ઉપર જરા અંકુશ રાખી, વ્યવહારકુશળતા દર્શાવી જો ભાઇબંધ "ગુજરાતી" ખરી હરીફાઇમાં ઉતરશે તો તેનાં પુસ્તકો ઘણા મ્હોટા જથામાં ઉપડી જશે; એટલુંજ નહિ, પણ પછી તેને એક પરોપકારના કાર્યક્ષેત્રમાં પડેલા સંસારત્યાગી સંન્યાસી ઉપર બેવકુફી ભરેલા હુમલા કરવાની પણ જરૂર રહેશે નહિ. અધોગતિની ખીણમાં વધારે નીચે ગબડવાને બદલે ભાઇબંધ "ગુજરાતી" પોતાની પ્રવૃત્તિમાં સારો સુધારો કરે અને તે પત્રની વિશેષ ઉન્નતિ થાય એમ જોવાને અમે ઘણા ખુશી છીએ.

---

* આ ખાતાની જા૦ ખ૦ કે પ્રસ્તાવનામાં અતિશયોક્તિ આવવી તો દૂર રહી, પરંતુ કોઈ બાબતની ખામી હોય તો તે પણ જણાવી દેવામાં આવે છે; આ વાત ભાગવતની પહેલી આવૃત્તિની જા૦ ખ૦ તથા નિવેદન વાંચનારને જ્ઞાતજ હશે. શાન્તિપર્વની તથા મહાભારતની દીવાળી અગાઉ છપાયલી જા૦ ખ૦ જોયા વિના માત્ર દ્વેષથીજ ખોટા અર્થ યોજીને 'ગુજરાતી'-વાળાએ ગમે તેમ લખ્યું હતું.

# 'ગુજરાતી' અને 'સસ્તું સાહિત્ય.'

(લખનાર:-તટસ્થ.)

## હિંદુસ્થાન (દૈનિક)-મુંબઈ તા. ૨૨-૫-૧૯૧૫.

આ લેખનો પ્રારંભ કરતાં પહેલાં જણાવવું જોઇએ કે 'ગુજરાતી રાજ' સામે આજે લગભગ બે વરસે નહિ છુટકેજ ઉતરવું પડે છે. જેની તેની નિંદા કરવી, દૂધમાંથી પોરા શોધવા, કોઇ પણ વસ્તુમાંથી હંસક્ષીર ન્યાયે સારજ ખેંચી લેવાની ડાહ્યા માણસોની નીતિને બદલે માત્ર અવગુણોજ-દોષોજ શોધવા અને એવી રીતે પોતાની હલકાઈ બતાવી આપવાના લક્ષણવાળા આખા ગુજરાતના ધણીરણી કહેવડાવનાર 'ગુજરાતી' એ પોતાનાં ઉપર્યુક્ત લક્ષણોનું પ્રદર્શન અનેકવાર ભર્યું છે અને હજી પણ ભર્યું જાય છે.

સભ્યતા, માણસાઈ, નિષ્પક્ષપાતપણું અને તંત્રીપદની જોખમદારીના પાઠ શીખવા 'ગુજરાતી'ના ગ્રેજ્યુએટ તંત્રીને સભ્યતાની કોઇ સનાતન પાઠશાળામાં ફરીથી દાખલ થવા અમે ભલામણ કરીએ છીએ. સનાતન પાઠશાળા સૂચવવાની જરૂર તો એટલાજ માટે કે એમને જેની સાથે 'સનાતન' શબ્દ નહિ જોડાયલો હોય તેવી આ દુનીઆની કોઈ પણ વસ્તુ અબ્રહ્મણ્યં છે.

'ચુંબન મીમાંસા' અને 'હમ્મીર હઠ' જેવાં અશ્લીલ અને વિષયવાસનાથી ભરપૂર પુસ્તકો માત્ર હલકાં ગ્રાહકોને ખુશી કરી ચાલુ રાખવા અને તે રીતે દ્રવ્યોપાર્જન કરવાના શુદ્ધ સનાતન પુણ્ય ઉદ્દેશથીજ એ પત્ર તરફથી બહાર પાડવામાં આવ્યાં હતાં, અને તેના તરફથી દઢતા ભર્યા (અ) નૈતિક બળથી તેનો લુલો બચાવ કરવાના મિથ્યા પ્રયત્ન કરવાનાં ફાંફાં પણ મરાયાં હતાં અને હજી મરાય છે.

ચુંબન મીમાંસાના અટકાવ માટે 'આર્યપ્રકાશે' વાજબી પોકાર

ઉઠાવ્યો હતો અને તે સંબંધે 'ગુજરાતી' તથા ' આર્ય પ્રકાશ ' માં અઠવાડીઆંઓ સુધી ઝઘડો ચાલ્યો હતો.

'ગુજરાતી'ની અમર્યાદ અને સભ્યતાને ટોલ્લે મૂકવાની પદ્ધતિથી ' ચુંબન મીમાંસાજન્ય કલહની સમાલોચના ' કરવાનું કામ આ લખનારને કરવું પડયુ હતું. તે વખતે 'આર્ય પ્રકાશ'માં પ્રકટ થયેલા 'શીવાય' શબ્દની જોડણીને આગળ ધરી એ સાક્ષરપત્રે તે માટે કેટલીક કીમતી જગ્યા રોકી હતી. પોતાનું પત્ર અને પોતાના તરફથી પ્રગટ થતાં પુસ્તકો 'પૂર્ણસ્ય પૂર્ણમિદં'–'પૂર્ણાત્ પૂર્ણતરં'–'શુદ્ધસ્ય શુદ્ધમિદં શુદ્ધાત્ શુદ્ધતરં' અને વેદવ્યાસના શ્રીમુખે બોલાયલાં અને ' ડુંડાળા દેવ ' ગણપતિ ગજાનનના શ્રીહસ્તે લખાયલાં–શુદ્ધતર–હોય એવો ફાંકો રાખનાર એ પત્રના તે ભૂલ બતાવનારા અંક અને તેજ લેખમાંથી અશુદ્ધ જોડણી અને ખોટા શબ્દપ્રયોગના ૨૧ દાખલા ટાંકી અમે તેમને અર્પણ કર્યા હતા. ત્યાર પછી વળી પાછો બે વર્ષે એનો "**શુદ્ધાત્ શુદ્ધં**" નો ઉન્માદ ઉભરી આવ્યો અને તે ઉભરો 'સસ્તા સાહિત્ય'ના મહાભારતમાંથી પોરા શોધવા ખાલી કરવા માંડયો છે. વાત સાચી છે કે મોતીનો ચારો ચરવાનું તો હંસના નશીબમાંજ હોય છે. જ્યારે બગલાનો ખોરાક પોરા, કીટક અને માછલાંનો કુદરતે ઠરાવેલો છે. એ પત્રે પોતાનું લક્ષ્યબિંદુજ પોરા શોધવાનુ ઠરાવ્યું લાગે છે, અને તે 'ગોલ'ને અવલંબીનેજ તેનો દરેકે દરેક સુવર્ણ અંક પ્રકટ થતો જોવામાં આવે છે!

લોકો કહેવા લાગ્યા છે કે ' ગુજરાતીને ઘેલછા લાગી છે. ' એનું સ્ટાન્ડર્ડ હલકું થતું જાય છે. ' વગેરે. પણ અમને તો લાગે છે કે એ બધી વાતો તદ્દન પાયા વગરની છે. ' ગુજરાતી ' ને તેઓ કહે છે તેવું કશું પણ થયું નથી પણ માત્ર હડકવા લાગ્યો છે.

**હડકવાનાં થોડાંક દૃષ્ટાંતો.**

૧. એવી એક પણ સંસ્થા અને હીલચાલ ભાગ્યેજ રહી ગઈ હશે

કે જે 'ગુજરાતી' રાજની કોપની દૃષ્ટિએ નહિ ચઢી હોય. એ સનાતનના હીમાયતી અને પુરાણોના પરમ પક્ષપાતી પત્રમાં પહેલાં મહિનાઓ સુધી 'થીઓસોફી પુરાણ' પ્રકટ થયું હતું અને તે વખતે તેના હડકવાનો ભોગ બિચારી થીઓસોફીકલ સોસાયટી અને તેનાં મુખ્ય સંચાલક વિદુષી એનીબીસાંટ થઈ પડયાં હતાં. ૨. 'આર્ય સમાજને' તો એ પત્ર બચકાં ભરતુંજ આવ્યું છે. જાણે ઊંદર બિલાડીનોજ નાતો એની સાથે હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. સ્વામી દયાનંદ સરસ્વતીને દેશના વિદ્વાનો તેમની સાથે કેટલીએક મતભિન્નતા છતાં હિંદુસ્તાનના એક મહાન પુરૂષ તરીકે—લ્યુથર તરીકે—માન આપે છે, જ્યારે હડકાયું 'ગુજરાતી' તેમને અહિંઆં લખવાને પણ અચકાઇએ તેવાં વિશેષણોથી નવાજી પોતાનું પોત પ્રકાશે છે.

આર્ય સમાજની કેળવણીની સ્તુત્ય અને અનુકરણીય હીલચાલ સંબંધે બે મત છેજ નહિ. તેમનાં ગુરૂકુળો, ડી. એ. વી. કૉલેજ તથા પંજાબની પ્રાથમિક શાળાઓ માટે હિંદુસ્તાનનાં લગભગ દરેક પત્રોએ સંતોષ અને આનંદ પ્રદર્શિત કર્યો છે. પણ 'ગુજરાતી' થી તેની સહાનુભૂતિનું શબ્દોચ્ચારણ થાય તો કયાંથી પણ પોતાના 'ગોલ' ને અનુસરી પોરા શોધવાના પ્રયત્ન એક વાર નહિ પણ અનેક વાર કરાયા છે. એ પત્રની આવી દ્વેષભરી વલણ માટે ખેદ થાય છે. સુરતમાં આર્યધર્મ પરિષદ્ મળી અને હજારો માણસોએ તેમાં ભાગ લીધો ત્યારે તેમની સામા કેટલાક ભદ્રંભદ્રોએ પૂરાં પચીસ માણસો મેળવી અખાડો જમાવ્યો, અને પેટ ભરીને ઉઘાડે છોક આર્ય સમાજપર ગાલીપ્રદાનની વૃષ્ટિ કરી કાખલીઓ કુટી. એ ધાંધલીઆઓના ધાંધલની પરિસીમા એટલેથી પતી નહતી.

બ્રાહ્મણોની ચોરાશી ભેગી કરી એમને રસોઇઆ નહિ મળવા દેવાનો અને જે ત્યાં જાય તેને ચોરાસી બ્હાર મૂકવાનો મહા મહત્વનો

ઠરાવ કરાવ્યો. આવા સંકુચિત અને કાતીલ ભાવને 'ગુજરાતી' રાજ ભલે 'સનાતની' માની ઉત્તેજન આપ્યા કરે અને પોતાનું પોત વધુ ને વધુ પ્રકાશ્યા કરે. 'ગુજરાતી' રાજને અમુક આંકડાઓ ઉપર એકાદ બે મીંડાં ચઢાવી મૂકવામાં બીજા કોઈપણ પત્ર કરતાં વાજબી રીતે અગ્રેસર પદ આપવું જોઇએ. સુરતની સનાતન ધર્મ-સભામાં જ્યારે ૨૫ માણસોની ગંજાવર મેદની મળી હતી ત્યારે પછી 'ગુજરાતી' માં તે આંકડા ઉપર માત્ર બે મીંડાંજ વધીને અહેવાલ પ્રકટ થતા જોવામાં આવતા.

વચ્ચે 'ગુજરાતી ના બજરંગ બીરનો સોટો' વર્નાક્યુલર સોસાયટી અને બેએક સાક્ષરો ઉપર ફરી વળ્યો હતો અને ઊંદર મારવા માટે ડુંગર ખોદવાની મહાન સામગ્રી તૈયાર કરી અંગત આક્ષેપોના તોપના ગજાવર ગોળાઓ એક પછી એક છોડયા હતા. ધન્ય! ગુજરાતીની વીરતાને!

પેલી શ્રી શ્રી ૧૦૮ સનાતન ધર્મ મહાસભાના કેસનાં બચ્ચાં કચ્ચાં મરઘાંની પેઠે હજી સુધી "ગુજરાતી" ની ફલદ્રૂપ જમીનમાંથી એટલાં બધાં અવતર્યા કરે છે કે તેનાં પાનાં પ્રસવસ્ત્રાવના ગંદા શોણિતથી ખરડાયલાંજ રહ્યાં કરે છે. નબળામાં નબળું ગણાતું પત્ર પણ જેને પોતાની કચરાપટીની ટોપલીમાં પણ સ્થાન આપવાનું વાસ્તવિક ધારે નહિ તેવા 'બજરંગબીરકા સોટા ફુટ જાય ભંગીકા લોટા' ના ગંધાતા મથાળા નીચે કોઈ પ્રમથ નામના કાતરીઆં ગેપ અને શ્રી શંકરના ઉપાસકે શંકરને વ્હાલી માયા (ભાંગ) ચઢાવી તેના ઘેનમાં અશ્લીલતા, અસભ્યતા, અંગત આક્ષેપોથી અને ધડ ને પાયા વગરની ગપોથી ભરપૂર અને આ જમાનામાં 'કોમન સેન્સ' પણ કબૂલ નહિ કરે એવી ભદ્રંભદ્રતાના બખાળાથી એ ગૌરવાન્વિત પત્રનાં પૃષ્ઠનાં પૃષ્ઠ શણગારાય છે!

જેના ઉપર દેશની ઉન્નતિનો આધાર રહેલો મનાય છે, જે દેશનો ખરો ખજાનો ગણાય છે, અને જે વર્ગ માટે સ્વર્ગસ્થ ઇચ્છારામભાઈ મરી પડતા અને જેને માટે તેમણે લીડરોના લીડરો લખ્યા હતા તે વર્ગની ઉન્નતિ માટે થતી હીલચાલોથી જ્યારે ગુજરાતનાં દરેકે દરેક પત્રે સંતોષ અને આનંદ પ્રદર્શિત કરી પોતાના પત્રનાં કોલમો શોભવ્યાં હતાં, ત્યારે તેજ ઇચ્છારામભાઇના પુત્રના તંત્રીપણા નીચે પ્રકટ થતા પત્રમાં તે સબંધે એક આંકડો પણ પાડવામાં આવ્યો નથી.

હમણાં એનો હડકવા **'સસ્તા સાહિત્ય'** જેવી પારમાર્થિક સંસ્થા તરફ વળી પાછો ઉભરી નીકળ્યો છે. આ સ્થળે અમને એક દૃષ્ટાંત સ્વામી રામતીર્થના અમેરિકામાં આપેલા ભાષણમાંનું સાંભરી આવે છે. એક બાઈ એવી કજીઆળી હતી કે દિન ઉગે ને તેને લડવાનું જોઇએ. ગામના અને મહોલ્લાના લોકોને ગાળો ભાંડવી, એ તેનું નિત્ય નૈમિત્તિક કાર્ય હતું. લોકો તેનાથી એટલા બધા ત્રાસ પામ્યા કે આખરે એ હંમેશની પીડામાંથી છુટવા તેની સાથે લડવા માટે દરેક ધરવાળાએ વારાફરતી તૈયાર રહેવું અને તે રીતે તેને ખોરાક મળતો રહે એટલે ગામના બીજા લોકોને શાંતિ થાય. આ પ્રમાણે તેની સાથે લડવાનો વારો એક ઘરડી ડોશીનો આવ્યો. પેલી ચુડેલ તો દહાડો ઉગે તે પહેલાંની તેને ઘેર હાજર થઇ ગયેલીજ હતી. તે લાંબા લાંબા હાથ કરી, તેના બાપના બાપને, અને સાત પેઢીને યાદ કરીને ગાળોની વૃષ્ટિ વરસાવવા લાગી. પણ પેલી બાઇ એવી ડાહી કે તેને મ્હોંજ આપે નહિ. આથી કલાકેક ઉભરાઓ કાઢ્યા પછી ઉભરાને ઉત્તેજનનું બીલકુલ કારણ નહિ મળવાથી તેનું યંત્ર અટકી પડયું, અને તે જાતેજ કંટાળીને પોતાને મુકામે સીધાવી ગઈ. આ પ્રમાણે ઘણીખરી સંસ્થાઓવાળા: ગુજરાતી રાજને કાંઈ કે મચક આપવા યોગ્ય ધારતા નથી. એટલે એ ફાલ્યું ફરે છે કે

બધા મારાથી ડરે છે ખરા! **સસ્તા સાહિત્ય**ના સંબંધમાં હમણાં આમજ બન્યું છે.

**સાહિત્ય પરિષદ્** પણ એની વિષજ્વાળાથી મુક્ત રહેવા પામી નથી. એ પ્રસિદ્ધ પત્રનું બીજું મહાન લક્ષણ એ છે કે ધડ અને પાયા વગરની યદ્વા તદ્વા વાતો પ્રકટ કીધા પછી સામા પક્ષ તરફથી તેનો જવાબ આપવામાં આવે તો અને જો તે પોતાનું મ્હોં બંધ કરે તેવો હોય તો તે છાપવોજ નહિ. આવું અનેકવાર જોવામાં આવ્યું છે, પણ તેનો તાજોજ દાખલો સાહિત્ય પરિષદના જનરલ સેક્રેટરી રાવ બહાદુર રમણભાઈએ 'સાહિત્ય પરિષદ્' ઉપર 'ગુજરાતી'ના કોકસે ઉછાંછળા અને 'ચાઇહિડીશ' ખબરપત્રીને આધારે રજનું ગજ કરી અડવાડીયાંઓ થયાં જે આક્ષેપો પ્રકટ કરવા માંડ્યા છે તેનો દરેલપણે અને મુદ્દાસર જવાબ આપ્યો હતો તે એ પ્રસિદ્ધ પત્રે બીલકુલ પ્રકટ કર્યો નથી. હિંદુસ્થાન, ગુજરાતી પંચ, સાંજવર્તમાન વગેરે નિષ્પક્ષપાત પત્રોમાં એ ખુલાસો પ્રકટ થયો છે તે જોવા વાચકોને ભલામણ છે.

આટલું આટલું જાણ્યા પછી વાચકોની ખાત્રી થશે કે ગુજરાતીનો ધંધો ગાળો ભાંડવાનોજ છે; એટલે તેના બકવાદમાં તથ્ય–સાચી હકીકત કેટલી હશે તે વિચારશીલ વાચકો સ્હેલાઇથી સમજી શકશે. ઉત્તમ અને સોંઘાં પુસ્તકો પ્રકટ કરી ગુજરાત ઉપર ઉપકારના ઓધ વાળનાર સસ્તા સાહિત્યની સેવાથી કયો સહૃદયી માણુસ પ્રસન્ન નહિ હશે? છતાં ગુજરાતી રાજે પેટના બળ્યા ગામ બાળવા માંડ્યું છે. પોતાની આવક ઉપર તરાપ પડવાથી, લોકોને ચૂસવાના ધંધામાં અંતરાય નડવાથી, એ પરમ ઉપકારક અને ગુજરાતને ગૌરવ આપનારી સંસ્થાને વગોવવાની અને તેના સંચાલક આદર્શ સંન્યાસી સ્વામી અખંડાનંદને 'ગુજરાતી'ના મ્હોમાંજ શોભે એવાં વિશેષણોથી

સંબોધવાની ધૃષ્ટતા કરતાં એ પત્ર જરા પણ શરમાતું નથી. પણ સૂર્ય સામે ધૂળ ઉડાડવાથી તે ઝાંખો થઈ શકશે ખરો? હાથી પાછળ કૂતરાં ભસવાથી તે ગભરાશે ખરો ? અને ઉલ્કાથી–ઘાસની તાપણીથી સાગર ઉકળી શકશે ખરો ? આ બધું એ સાક્ષર પત્રના લેખકો જાણે છે છતાં તેને અમલમાં મૂકી નથી શકતા તેનું કારણ બીજું કંઈ નહિ પણ ગાળો ભાંડવા સિવાય બીજું કશું જવાહીર કે છત તેમની પાસે હોવાંજ ન જોઇએ એ છે. છેવટે નીચેનો એક શ્લોક ટાંકી આ પ્રસ્તાવના પૂર્ણ કરીશું.

**खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति ।**
**आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥**

(લુચ્ચો માણસ પારકાના સરસવ જેટલા–નાનામાં નાના દોષને પણ જોઈ શકે છે, ત્યારે પોતાના બીલાં જેવા–મોટા દોષોને જોતો છતાં દેખતો નથી.) 'સસ્તા સાહિત્ય' પર મૂકાયલા આક્ષેપોમાં કેટલું સત્યાસત્ય રહેલું છે અને 'ગુજરાતી' રાજમાં કેટલી પૂર્ણતા અને શુદ્ધતા ભરેલી છે તેની જરૂર જણાશે તો હવે પછી સમાલોચના કરીશું.

---

## ગુજરાતીને થયેલા ભ્રમનું નિવારણ.

(લખનાર—ગ્રેજ્યુએટ.)

### હિન્દુસ્થાન (દૈનિક) મુંબઈ તા. ૨૯–૫–૧૫.

(૧)

આપણા વેદાન્તગ્રંથોમાં રજ્જુ–સર્પનું દૃષ્ટાંત વારંવાર દેવામાં આવે છે. જેમ મનુષ્યને અંધકાર હોવાથી દોરડીમાં સર્પનો ભ્રમ થાય છે, તે અજ્ઞાનવડે જીવને જગતરૂપી ભ્રમ થયો છે; તે જ્ઞાનવડે

નિવૃત્ત થાય છે. તો હવે આપણે સમજીશું કે ભ્રમ એટલે વસ્તુ પોતાના સ્વરૂપે હોય, પરંતુ મનુષ્યને પોતાનાજ અજ્ઞાનવડે ભિન્ન સ્વરૂપે ભાસે, તેનું નામ ભ્રમ. જેમ પડેલી દોરડી વસ્તુતઃ દોરડી છતાં અંધકાર હોવાથી મનુષ્યને સર્પરૂપે ભાસે છે. આવોજ બનાવ હાલમાં 'ગુજરાતી' પત્રના તંત્રીસંબંધે બન્યો છે, તે ગુજરાતી પત્રના તા. ૨૫–૪–૧૫ ના અંકથી જણાય છે. રાત્રિમાં ઘરના વિષે દીવો સળગતો હોય છતાં, પવન આવવાથી એકદમ બૂઝાઈ જાય છે અને તેથી અંધકાર થાય છે, તેવીજ રીતે સમજુ અને વિદ્વાન પુરૂષનું હૃદયમંદિર જ્ઞાનરૂપ દીપકવડે અજવાળાવાળું હોય છે, પરંતુ કદાચ કોઇ પણ સ્વાર્થને લીધે અનિવાર્ય કારણ આવી પડવાથી, તેવું પણ કાચું હૃદય જ્ઞાનરહિત થતાં, અજ્ઞાનાંધકારવડે છવાઈ જાય છે; એટલે ભ્રમ! ભ્રમ!! ભ્રમ!!! બીજું શું હોય?

"**સસ્તું સાહિત્યવર્ધક**" એ એક ધાર્મિક અને પરોપકારશીલ સંસ્થા છે, તે જેમ બને તેમ સસ્તા દરે ગ્રંથો પ્રકટ કરે છે અને તેવા કાર્યને સહૃદયો માનની દૃષ્ટિથી જુવે છે. પરંતુ કેટલાએક "**ये निघ्नंति निरर्थकं परहितं ते के न जानीमहे।**" એ વચન પ્રમાણે પરહિતકર કાર્યોને નિરર્થક હણવાને તત્પર થાય છે. જો કે 'ગુજરાતી'ના તંત્રીજીના ઉત્તમ જ્ઞાનમાટે અમારી સંપૂર્ણ ભાવના છે. પરંતુ કોઈ કોઈ વખત તેમનો જ્ઞાનરૂપી દીપક સ્વાર્થ–લોભરૂપી વાયુવડે હોલવાઈ જાય છે; એટલે અંધકાર થવાથી ભ્રમ થઈ આવે છે.

હાલમાં 'સસ્તું સાહિત્ય' સંસ્થાએ મહાભારતનું ભાષાન્તર તૈયાર કરી, જનસમાજને રૂ. ૧૨–૦–૦ માં આપવાનું ઠેરવ્યું છે; અને ગુજરાતીએ બહાર પાડેલ મહાભારતની કિંમત રૂ. ૨૫–૩૦ છે, તેથી તેનો ઉપાડ થોડો થવાનો. જેથી ગુજરાતીને નુકશાન વેઠવાનું આવ્યું. તેથી ગુજરાતીનું જ્ઞાન હોલવાઈ જતાં, અજ્ઞાનાંધકારમાં

ભ્રમ થવા લાગ્યા, કે જે ભ્રમો ગઈ તા. ૨૫-૪-૧૫ ના અંકમાં તેમણે પોતેજ પ્રસિદ્ધ કર્યા છે. તેનું યોગ્ય નિવારણ નીચે લખવામાં આવે છે.

ગુજરાતી પોતાને થયેલો ભ્રમ જણાવતાં લખે છે, કે "અમારા વાંચવામાં એક જાહેર પત્ર આવ્યું.........તે જાહિરાત આ પ્રમાણે હતી. 'આ મહાભારત બીજાઓ કરતાં અનેક બાબતોમાં ચઢીઆતું થવા સાથે ભાષાંતર પણ .. .........ખાસ નવીન આવનાર હોવાથી.' વગેરે." એમ લખી તંત્રીજી તેના વિવેચનમાં, માત્ર સસ્તા સાહિત્યના તંત્રીતરીકે નિઃસ્વાર્થ કામ કરનાર સ્વામી અખંડાનંદજી મહારાજનેજ દૂષિત કરી, પોતાને કૃતકૃત્ય માને છે. બરાબર છે કે **મોર કળા કરી રાજી થાય છે, પણ તેને ખબર નથી, કે આથી મહારાજ ગુહ્ય ભાગને લોકો દેખે છે.** ગુજરાતીએ આવી અસત્ય લખવાની શૈલી શામાટે રાખી હશે? તેઓએ જાહિરાતનો નમૂનો આપતાં, "ભાષાંતર પણ......ખાસ નવીન" તે વાક્યની વચ્ચે મીંડાં મૂકી, ખાલી જગ્યા રાખી, અજાણ્યા લોકોને ફસાવવાની યુક્તિ કરી છે, પણ તે ખાલી જગ્યાના શબ્દો "બાકીના ત્રણ ભાગોમાં" એવા છે. જેથી સંસ્થાએ ચોખ્ખું જણાવ્યું છે કે 'આ શાંતિપર્વ સિવાય બાકીના ત્રણ ભાગોમાં ખાસ નવીન ભાષાંતર આવશે.' અને શાંતિપર્વ માટેની જાહિરાતમાં પ્રકટજ છે કે "પ્રથમ જેની કિંમત રૂ. ૮-૦-૦ હતી, તેજ શાંતિપર્વ રૂ. ૨-૮-૦ માં. ફરીથી સંશોધન કરાવેલું ભાષાન્તર વગેરે." આમ છતાં કોણુ સુજ્ઞ માણસ, 'સસ્તું સાહિત્ય' જાહિરાતથી લોકોને લલચાવે છે, એમ કહી શકશે? પરંતુ આથી સહૃદયો સમજી ગયા કે ગુજરાતી સ્વાર્થહાનિના ભયથી લોકોને ઉંધે માર્ગે દોરે છે. વળી તેમણે બીજા ભ્રમમાં ભાષાંતર માટે જે મ્હોટા અક્ષરોથી લખ્યું છે, તે પણ સુજ્ઞજનો, સસ્તા સાહિત્યવાળા શાંતિપર્વમાં તે સ્થળે જોશે,

તો સમજાશે કે તે પણ બાકીના ત્રણ ભાગો માટેજ છે. વળી તેમનો ત્રીજો ભ્રમ પણ અજ્ઞાનથીજ ઉદ્‌ભવેલ છે. તેઓ જાણતા નહિ હોય કે, પ્રથમાવૃત્તિ 'ભારતાર્થપ્રકાશ' દ્વારા બહાર પડયા પછી શાંતિ-પર્વની વધુ માગણી હોવાથી, તેની બીજી અને ત્રીજી આવૃત્તિ પણ નીકળી ચૂકી છે. એટલે સસ્તા સાહિત્યે કાઢેલી તેજ આવૃત્તિ ચોથીજ છે, એ નિઃસંદેહ છે. આમ વસ્તુસ્થિતિ સમજ્યા સિવાય એકદમ લખી દેવું તે શું યોગ્ય ગણાય? વળી તેમનો ૪ થો તથા ૫ મો ભ્રમ પણ સ્વાર્થહાનિના ભયથીજ થયેલ છે, તે તેમના લખાણપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. વળી ૬ ઠ્ઠા ભ્રમસબંધે અત્ર લખવાની જરૂર નથી. તેનું નિવારણ તો આગળ વાંચતાં થઈ જશે. વળી લખે છે કે "સસ્તું તો માત્ર પીંચગોલ્ડજ મળી શકે, સારૂં ભાષાંતર તો નહિજ." વળી પોતાના એજ વાકયનું ખંડન કરતાં, પોતેજ લખે છે કે "અ-શુદ્ધ સસ્તું સાહિત્ય ભયકર્તા છે." એટલે કે 'સાહિત્ય સસ્તું તો હોવું જોઇએ, પણ ફક્ત અશુદ્ધ નહિ.' આથી "સસ્તું તો માત્ર પીંચગોલ્ડજ મળે." એવું ભાષાંતરસંબંધે તંત્રીજીનું માનવું ખોટું પડે છે. હવે માત્ર તકરાર રહી અશુદ્ધની. તો અમે કહીશું કે દેશ-સેવા અને ગરીબ પ્રજાને લાભ આપવા માટે કોઈ સંસ્થા કદાચ સસ્તું સાહિત્ય ફેલાવે અને તેમાં કોઈ પણ કારણથી રહી ગયેલ એકાદ દોષ–અશુદ્ધિ જોવામાં આવે કે એકદમ અડપી જવું. એ શું યોગ્ય ગણાય? નહિ. પરંતુ પોતે સસ્તું નહિ પણ મોઘું સાહિત્ય ફેલાવતાં છતાં પણ જ્યારે પોતાના ગ્રંથોમાં ગાડાં ને ગાડાંજેવડી ભૂલો હોય છતાં તે તરફ જોવું નહિ એ કેવી હુશીઆરી ગણાય? અમે કોઇને પણ ઉતારી પાડવા માગતા નથી પરંતુ જ્યારે લોકો અવળી રીતે મ્હોંમાં આંગળીઓ ઘાલી બોલાવે–લખાવે છે, ત્યારે બોલવું–લખવું પડે છે. પરંતુ હવેથી એવો શુષ્ક વાદ–વિવાદ નહિ કરતાં, પ્રસંગ

પડશે ગુજરાતી પ્રેસના ગ્રંથોમાં રહેલી ભૂલો જનસમાજ સમક્ષ રજુ કરવામાં આવશે. વળી શ્રીમાન 'ગુજરાતી' ના તંત્રીજી ગુજરાતમાં અપક્ષપાત ટીકાકારોની ખોટ જણાવે છે, તદનુસાર તેના પ્રથમના તંત્રીજી પણ ભાષાંતરકર્તા તરીકેની ગણત્રીમાં તેવાજ દોષયુક્ત છે. તે બાબત તેમના વાલ્મીકીય રામાયણના ભાષાંતરનાં કેટલાંક સ્થળો મૂળ સાથે મેળવવાથી વિદિત થાય છે. અસ્તુ ! પ્રસંગ આવ્યે જોવાઈ રહેશે. પરંતુ અત્ર તો તેમણે બતાવેલી શાંતિપર્વની ભૂલોસંબંધેજ જનસમાજને જાણીતી કરીશું કે જેથી સમજાશે કે અજ્ઞાનવર્ગને ફસાવવા માટે તે પત્રને કેવી સરસ જાળ ગુંથતાં આવડે છે.

તા. ૨–૫–૧૫ ના ગુજરાતીમાં લખે છે કે "સારૂં સાહિત્ય બહાર પાડવાને માટે......કેટલો ખર્ચ કરવો પડે છે." હવે વિચાર તો કરો, કે સાહિત્ય બહાર પાડવું તે વિદ્વાનોનું કામ છે અને શું આ જમાનામાં પણ સર્વ વિદ્વાનો લોભીયા અને સ્વાર્થીજ હશે ? શું સોમાં એકાદ વિદ્વાનપણ નિર્લોભી અને નિઃસ્વાર્થી નહિજ હોય ? પરંતુ જેવાને તેવા મળી શકે છે. લોભીને લોભી મળે, સ્વાર્થીને સ્વાર્થી મળે અને નિર્લોભી તથા નિઃસ્વાર્થીને તેવા મળી શકે છે. પરંતુ જેની દૃષ્ટિ "**टका धर्मष्टका कर्म टका हि परमं पदम् ।**" એવી ટકેચ્છુજ હોય, તે તો સર્વત્ર ટકાનેજ ઇચ્છે છે અને બીજાને પણ તેવાજ ધારે છે. 'ગુજરાતી' ની દૃષ્ટિ પણ તેવીજ હોવાથી તેણે તા. ૨૫–૪–૧૫ ના અંકમાં "જેવું મહેનતાણું પુરાણભૂષણ શાસ્ત્રીજીને આપ્યું હશે, તેવું સંશોધન થયું હોય તો પ્રભુ જાણે." એમ લખી શાસ્ત્રીજીને પણ ટકેચ્છુજ ધાર્યા છે. હાય ! ! **જેની આંખે કમળો હોય, તે સઘળું પીળુંજ દેખે છે.** એમાં કોનો દોષ કહાડવો ? વળી શાંતિપર્વસંબંધે લખે છે કે "અસલ ભારતાર્થપ્રકાશદ્વારા બહાર પડેલું શાંતિપર્વજ બહાર પાડ્યું છે, તેમાં તેણે કાંઇ નવીનતા

કરી નથી." અહા ! સાક્ષરની પણ કેવી ગંભીર ભૂલ ? કેવો વદતોવ્યાઘાત દોષ ? તંત્રીજી પ્રથમ લખે છે કે "સ્વ૦ ઇચ્છારામે મહાભારતનું બીજું ભાષાંતર શામાટે બહાર પાડયું ? આનાં ઘણાં કારણો છે. 'ભારતાર્થપ્રકાશ' નામના બહાર પડેલા ભાષાંતરની ભાષા અવ્યવસ્થિત હતી...કોઇ કોઈ સ્થળે શ્લોકો પણ પડયા હતા. શ્લોકોના અંકો પણ બીલકુલ નહતા......વગેરે." અરે, આ શું ? જો સસ્તાસાહિત્યે શાંતિપર્વમાં કાંઈ નવીનતા કરી નથી અને અસલ પ્રમાણેજ છાપી માર્યું છે; તો પછી તંત્રીજીએ ઉપરવર્ણવેલી ભાષાની અવ્યવસ્થિતતા અને પડેલા શ્લોકોના નમૂના પણ ભૂલોમાં કેમ નહિ દર્શાવ્યા હોય ? તે વાંચકવર્ગે વિચારવા જેવું છે; કેમકે તે લખે છે કે "ગ્રંથને તપાસતાં, અસલના જેવી ને તેવીજ ભૂલો દૃષ્ટિએ પડે છે." જો તેમજ હોય, તો શ્લોકો પણ પડેલાજ હશે અને શ્લોકાંક પણ બીલકુલ નહિ હોય. પરંતુ તે તો સઘળી બાબતો સુધરેલીજ છે, એટલે શું લખે ? પણ પૂર્વે જણાવ્યું તેમ પોતાના સ્વાર્થની હાનિના ભયથી, તેમણે પોતેજ ખરાનું ખોટું કર્યું છે અને સંશોધકને "ખરાનું ખોટું કરવું, તે આનું નામ." એમ લખી મિથ્યા દોષ દીધો છે. વળી એકજ મ્હોટો ખરાનું ખોટું કરવાનો પોતાનો નમૂનો તેમનાથી અપાઇ ગયો છે, તે એકે શાંતિપર્વમાં સંશોધકનું નામ "**શાસ્ત્રી, નરહરિ મગનલાલ શર્મા.**" એમ સ્પષ્ટ છાપેલ છતાં 'ગુજરાતી' ના તંત્રીએ "**શાસ્ત્રી મગનલાલ નરહરિ શર્મા.**" એમ ઉલટું કરી 'ખરાનું ખોટું' નો નમૂનો દર્શાવ્યો છે. હાય ! ! ક્રોધ અને ભય એવા છે કે મનુષ્યને ઉલટુંજ કરાવે છે. અસ્તુ.

હવે 'ગુજરાતી'એ શાંતિપર્વની જે ભૂલો બતાવી છે, તે પણ સ્વાર્થહાનિરૂપ કમળાના રોગવાળી દૃષ્ટિથી જોવાયેલી છે એટલે ગેરસમજવાળી છે; તે માટે વાંચકવર્ગે એક સાધારણ વિચાર કરવાની

જરૂર છે કે, સ્વ. રા. રા. મણિશંકર મહાનંદ ભટ્ટે, રા. રા. શ્રીયુત્ ભાઈશંકર ન્હાનાભાઇ, સોલીસીટર જે. પી. ની સહાય્યથી, શાંતિપર્વની પ્રથમાવૃત્તિ ચોપાન્યાદ્વારા અને પછીની બે આવૃત્તિઓ પુસ્તકરૂપે બહાર પાડી હતી. આમ ત્રણ આવૃત્તિઓસુધી આટલી બધી ભૂલો ગુજરાતીએ દર્શાવી નહિ; પરંતુ એજ કોપીની ચતુર્થાવૃત્તિ સસ્તા-સાહિત્યે કાઢી કે તેમની નજરે ભૂલોનો ઢગલો ચઢ્યો. પરંતુ બીજું કાંઇ નહિ. પ્રથમની ત્રણ આવૃત્તિની કિંમત રૂ. ૮–૦–૦ હતી અને આતો થયા માત્ર રૂ. ૨–૦–૦ એટલે "**દુઃખે પેટ ને કુટે માથુ**" એવો બનાવ બન્યો.

ગુજરાતીએ "**ઉલટો ચોર કોટવાળને દંડે**" એ કહેવત પ્રમાણે જનસમૂહને ભમાવવા માટે, પોતેજ ચોરી કરીને ભાષાંતરકર્તા તથા સંશોધકને મિથ્યા દોષ આપ્યો છે. તે લખે છે કે "સસ્તુ. શાંતિ. આપદ્. અ. ૨ જો. શ્લોક ૫ માનો અર્થ તદ્દન ખોટો છે." વાહ રે વાહ !! સ્વાર્થને માટે પરાર્થનો ઘાત કરવાનો આ કેવો જ્વલંત નમૂનો તંત્રીજીએ દર્શાવ્યો છે. તે શ્લોક લખીને, નીચે સસ્તા સાહિત્યવાળા શાંતિપર્વમાં લખેલો તેનો અર્થ આપ્યો છે, તેમાં "કોઈ દાન આપતો હોય, તેની પાસેથી વિત્ત લેઈ લેવું." એમ લખી જનસમાજને ઊંધે માર્ગે દોરવા પ્રયત્ન કર્યો છે. તેમણે, જો ગ્રીષ્મઋતુના તાપને લીધે થતા આલસ્યને દૂર કરવાને પોતાની આંખો ઉપર ઠંડું પાણી છાંટીને પછી, નિવૃત્તિથી તે ભાવાર્થ વાંચ્યો હોત, તો આમ ન લખત. ત્યાંના ભાવાર્થમાં લખેલું એ વાક્ય આ પ્રમાણે છે કે "કોઈ દાન **ન** આપતો હોય, તેની પાસેથી વિત્ત લઈ લેવું." જુઓ !! વાક્યમાંથી "**ન** આપતો હોય" તેમાં આવેલા '**ન**' ને તો ખાઈજ ગયા છે અને પછી પૂછે છે કે "કોઈ દાન આપતો હોય, તેની પાસેથી વિત્ત લેવાનું ક્યાં કહ્યું છે?" **કેવો પ્રશ્ન ! ઉલટો ચોર કોટવાળને દંડે એવો !**

વળી લખે છે કે "પ્રજા પાસેથી ધન લઇને બ્રાહ્મણોને આપવું, એવું શ્લોકમાં ક્યાં કહ્યું છે?" તંત્રીજીએ, જો નીલકંઠી ટીકાપર ધ્યાન આપ્યું હતે, તો આ પ્રશ્ન ઉદ્દ્ભવત નહિ. તે ભાવ ટીકાકારનો છે.

વળી લખે છે કે "કાશીમાં......સંશોધકતરીકે પોતાનાં નામો લખવા દેવાની પરવાનગી પંડિતો આપે છે, તેમ પુરાણભૂષણે પરવાનગી આપી હોય." જુઓ!! "**વાણી બોલે જાણી**" એ કહેવત અત્ર તે પત્રને અમારે પાછી ભેટ કરવી પડે છે. કેમકે સંશોધન કરે કોઈ, ભાષાંતર કરે કોઈ અને નામ થાય કોઇનું. એ રિવાજ તો પ્રસિદ્ધ પંડિત ગુજરાતીભાઇના ઘરનોજ કદાચ હશે, એટલે અત્ર પણ તેમજ લખાઈ ગયું. આ બાબત માટે ઘણાંએ પેપરોમાં વખતોવખત ઉલ્લેખ થાય છે; અને જો, કોઈ વાલ્મીકીય રામાયણ (મૂળ સંસ્કૃત)ને જાણનાર ખરો ભોમીઓ હોય અને તે, ગુજરાતી પ્રેસમાં છપાયેલા તે ભાષાતરનું '**આલોચન**' બરાબર રીતે વાંચે, તો તરતજ સમજાય કે ભાષાંતર કરે કોઈ અને નામ થાય કોઈનું; એ રિવાજ કોના ઘરનો છે? અસ્તુ. તે વાત તે જાણે.

**(હિન્દુસ્થાન તા. ૩૧-૫-૧૫.)**

(૨)

રા. 'ગુજરાતી' ના તંત્રીની બુદ્ધિ ભૂલો શોધવામાં કેવી કુશાગ્ર (?) છે. તે લખે છે કે "સસ્તું. શાંતિ. આપદ્. અ. ૬. શ્લો. ૬ (લખીને તેનું છેલ્લું ચરણ) "**न कोशं तद्विधं नृपः॥**" એમ લખે છે. મૂળ સંસ્કૃત ગ્રંથમાં "**न ह्योकं तद्विधं नृपः॥**" એવોજ પાઠ છે; છતાં તેને ભૂલ ગણી લખે છે કે "...છેલ્લા ચરણમાં **कोशं** પદ છે, તેને ભાષાંતરકર્તાએ **ह्योकं** વાંચ્યું વગેરે" હવે કહો!! મૂળમાં **ह्योकं** છતાં, **कोशं** લખી અસંસ્કૃતજ્ઞ પ્રજાને બાજરી

અતાવી બ'ટી આપવાજેવું નથી શું ? વળી લખે છે કે "મૂળમાં દુષ્ટ પદ નથી, છતાં ભાષાંતરકર્તા, દુષ્ટ લોકોની પાસેથી ધન લેવાની વાત લખે છે, તે કઈ ટીકાને આધારે ?" ભાઈ! એ પ્રસંગ ક્ષત્રિયરાજાના ધર્મનો છે. તો, રાજા જે દુષ્ટ–દુરાચારી હોય, તેની પાસેથી ધન ખુંચી લે, તેમાં શું આશ્ચર્ય ? જો કે મૂળમાં દુષ્ટ પદ નથી, છતાં ભાષાંતરકર્તાએ અધ્યાહારથી ઉમેર્યું, તો શી હાનિ ? શું સંસ્કૃત-સાહિત્યોના અર્થ કરતાં, અધ્યાહારો નથી લેવાતા ? દુષ્ટ પદ અર્થમાં ઉમેરવાથી તો ઉલટું સ્પષ્ટ થયું. તંત્રીજીજ જવાબ દેશે કે–'રાજાએ દુષ્ટ લોકો પાસેથી ધન ન ખુંચી લેવું, ત્યારે શું ધાર્મિક અને સજ્જન માણસો પાસેથી લઇ લેવું ? અહા ! સ્વાર્થ ! શું ત્હારૂં સામર્થ્ય ! ભલભલા વિદ્વાનોને પણ તું પળમાં ભૂલાવી દે છે.

વળી તંત્રીજી જણાવે છે કે "સસ્તું. શાંતિ. આપદ્. અ. ૨. શ્લો. ૮ ( તેનો અર્થ ) આપત્તિમાં પડેલા રાજાએ,......પ્રજાપીડન કરીને દ્રવ્ય મેળવી નિર્વાહ કરવો." આના વિવેચનમાં તંત્રીજી લખે છે કે "આ ભાષાંતર તદ્દન ખોટું છે. વગેરે." તંત્રીજીએ પોતેજ જો બરાબર વિચાર કર્યો હતે અને આદિથી અંતસુધી સંપૂર્ણ રાજધર્મ પ્રકરણ વાંચ્યું હતે, તો આ ભૂલ તેઓ કરત નહિ. આ આપદ્ધર્મનો વિષય છે. આપત્તિ હોય, તો રાજાએ પ્રજાપીડન કરીને પણ નિર્વાહ કરવો, તાત્પર્ય કે કોશવૃદ્ધિ કરવી. એ બાબત પૂરતું ધ્યાન નહિ આપતાં, મહાશય તંત્રીજી લખે છે કે "પોતાની પ્રજાનું પીડન કરી ધન ગ્રહણ કરવાનું હિંદુઓના ધર્મશાસ્ત્રમાં લખ્યું નથી. જો તેવું કદી હોય તો ભાષાંતરકાર, સંશોધક અથવા......પ્રકટકર્તા અમને તેમાં પ્રમાણ દર્શાવે. વગેરે." આથી અમે કહીએ છીએ કે તંત્રીજીએ શાંતિપર્વ બરાબર રીતે વાચ્યુંજ નથી. જો વાંચ્યું હતે, તો આ પ્રમાણે વ્યર્થ આક્ષેપ કરી પોતાના તથા અમારા અને વાંચક

જનસમાજના અમૂલ્ય સમયની હાનિ ન કરત. અસ્તુ. **વિશાળ ગગનમાં પક્ષી પોતાની શક્ત્યનુસારજ ઉડી શકે છે.** જુઓ!! શાંતિપર્વના રાજધર્મપ્રકરણના અ. ૧૩૦ માં તો કોશવૃદ્ધિ કરવા માટે ઘણા આગ્રહથી કહેવામાં આવ્યું છે. તે અધ્યાયનો શ્લો. ૩૬ મો. ( સસ્તું. શાંતિ. અ. ૧૩૦. શ્લો. ૯. )

**नान्यानपीडयित्वेह कोशः शक्यः कुतो बलम् ।**
**तदर्थं पीडयित्वा च दोषं प्राप्तुं न सोऽर्हति ॥**

**ભાવાર્થ:**—અન્યને પીડયા સિવાય કોશવૃદ્ધિ થતી નથી. તો પછી બલવૃદ્ધિ તો શી રીતે થાય ? નજ થાય. માટે ( આગળ ઉપર પણ પ્રજાહિત માટે ) રાજા, જો પ્રજાપીડન કરીને કોશવૃદ્ધિ કરે, તો પણ દોષને પ્રાપ્ત થતો નથી. આટલું પ્રમાણ દેતાં, પણ " નાચનારીનું આંગણું વાંકું. " એ કહેવત મુજબ કદાચ 'ગુજરાતી' કહેશે કે " તેમાં તો અન્ય ( બીજા રાજ્યની પ્રજા ) ને પીડવાનું કહ્યું છે, સ્વપ્રજાને નહિ. " તો તે માટે તેઓએ ઉપરના શ્લોક પછીના શ્લોકપરની નીલકંઠી ટીકાજ વાંચી લેવી, એટલે સમાધાન થશે. નીલકંઠ પંડિત લખે છે કે "**राजा रक्षार्थं प्रजाः कर्षन्न दोषं प्राप्नोति ।** રાજા પોતાની પ્રજાનુંજ રક્ષણ કરવા માટે જો, ( આપત્તિમાં ) પોતાની પ્રજાને પીડે, તો દોષને પ્રાપ્ત થતો નથી." બસ. આથી વિશેષ જોવું હોય તો તે અધ્યાય જોઇ લેવો.

વળી તંત્રીજી સસ્તુ. શાંતિ. આપદ્. અ. ૮. શ્લો. ૪૫ મો આપીને તેના ભાવાર્થ માટે લખે છે કે " બળવાને હલકાની સાથે સંધિ કરવી. આવો ખોટો અર્થ કરવામાં આવ્યો છે. " બસ એકદમ ખોટોજ. કોણ જાણે ? શાથી આમ છેક !!! એ શ્લોક કયા પ્રસંગમાં આવ્યો છે ? તે જો બરાબર રીતે નિષ્પક્ષપાત દૃષ્ટિએ જોયું હોત તો, તંત્રીજી આમ 'ખોટો' કહેવાનું સાહસ એકદમ ન કરત.

પરંતુ પોતેજ તે અધ્યાય વાંચવાનો પરિશ્રમ લીધો નથી અને તેવોજ દોષ પુરાણભૂષણ સંશોધકને દીધો છે. કેવું સાહસ ? તે પ્રસંગ એવો છે કે 'એક પારધિની જાળમાં ફસાયેલા બિલાડાનું અને નોળીયા તથા ઘુડથી નીચે-ઉપર સપડાયેલા ઊંદરનું દૃષ્ટાંત છે. જો કે બિલાડો ઊંદરનો શત્રુ છે, તોપણ તે આપત્તિમાં પડેલ હોવાથી "ઊંદર જાળને કાપી મને મુક્ત કરશે." એવી લાલચથી પોતે બળવાન છતાં પણ કદાચ હલકા ઊંદરની સાથે સંપ કરશે. બસ !! આ બાબતનોજ સપડાયેલો ઊંદર વિચાર કરે છે. તે ભાવનોજ શ્લોક છે, અને તેવા પ્રસંગને અનુસરી, ભાષાંતરકર્ત્તાએ 'બળવાને હલકાની સાથે પણ સંધિ કરવી' એમ લખ્યું તેથી શું ખોટું છે ? તેથી કર્તાના આશયવિરૂદ્ધ કાંઇ નથી. વળી અજ્ઞ જનોને ભમાવવા માટે જે એક સામટા શ્લોકો આપીને મિથ્યા ભૂલો બતાવી છે, તે તો બાળચેષ્ટાજ છે. કારણ કે સંશોધકને તે વખતે મુરાદાબાદવાળી કોપી મળેલી હોવાથી તદનુસાર અંકો મૂકાયા છે. જેથી શ્લોકોની વધ-ઘટ હોવાથી અંકોમાં ફેરફાર પડે છે એટલે કે આંખ્યો મીંચીને આંકડા મૂકાયા નથી. પરંતુ **ગુજરાતીએ આ મિથ્યા ભૂલોજ આંખ્યો મીંચીને લખી મારી છે.** અસ્તુ.

'ગુજરાતી'ના તા. ૨૫-૪-૧૫ ના અંકમાં આવેલા લેખની છેવટે ( અપૂર્ણ ) એમ લખવામાં આવ્યું હતું અને આગળ લખવા માટે સૂચવ્યું પણ હતું. તેથી અમોએ ગુજરાતીનો તે પછીનો અંક જોઈ, ઉત્તર લખવા વિચાર રાખ્યો. પછી તા. ૨-૫-૧૫ નો અંક પણ જોયો, જેમાં લખેલી મિથ્યા ભૂલોનો યોગ્ય ઉત્તર આગળ લખાઇ ચૂક્યો છે. તે લેખ પ્રકટ કરવામાં અમને વિલંબ થયો છે. કારણ કે અમારી ઇચ્છા વખતોવખત લાંબાં લાંબાં લખાણ કરી સમય ગાળવાની નથી. તેટલામાં તો ગુજરાતીનો તા. ૯-૫-૧૫નો અંક અમારા

જોવામાં આવ્યો. તે જોતાં તો ખાત્રી થઇ કે હજુ પણ તંત્રીજીનો પૂર્વોક્ત ભય અને ક્રોધ શાંત થયો નથી; કારણ કે **ખરાનું ખોટું પોતેજ કરે છે.** તે આ અંક જોતાં, સુદૃઢ થાય છે. તા. ૨-૫-૧૫ના અંકમાં સંશોધકનું નામ ઉલટું કરી નાખીને, ખરાનું ખોટું કર્યું; ત્યારે તો અમે એક રીતે એવું પણ સમાધાન માન્યું કેઃ-ભારતવર્ષના કેટલાએક પ્રાંતમાં પિતાનું નામ પ્રથમ અને પુત્રનું નામ પછીથી લખાય છે. તદનુસાર તંત્રીજી પણ તેવા કોઇ પ્રાંતમાં રહેનારા વા તેવાના સંસર્ગવાળા હશે, જેથી "**શાસ્ત્રી મગનલાલ નરહરિ શર્મા**" એમ ઉલટું કરી લખ્યું છે. પરંતુ તા. ૯-૫-૧૫ના અંકમાં તો ફક્ત "પુરાણભૂષણ મગનલાલ શાસ્ત્રી"નું નામ આપવામાં આવ્યું છે, એથી તો સાબીતજ થાય છે કે તંત્રીજીએ, શાંતિપર્વનું મુખપૃષ્ઠ વગેરે બરાબર રીતે નિશ્ચિંતપણે તો વાંચ્યુંજ નથી અને જો વાંચ્યું હતે તો, આમ "બાયડીના બદલે બા" કહેવા જેવું ન કરત. માત્ર એક આ ઉપરથીજ સહૃદયોએ "**स्थालीपुलाक**" ન્યાયથી સમજવાનું છે કે જેવું આ ખરાનું ખોટું, તેવું સર્વત્ર હશેજ. વળી વાંચકે આ પણ વિચારવાનું છે કે જે મુખપૃષ્ઠપર આપેલા શબ્દોની કોપી ટુ કોપી પણ ન કરી શકે, તેની ગ્રંથના અંદર રહેલા રહસ્યને અને ભૂલોને શોધવાની કેટલી શક્તિ હશે ?

ગુજરાતી "નવીન અને ઉત્તમ" એ બે શબ્દો માટે વારંવાર લખે છે. પરંતુ તેણે તે જાહિરાત પ્રથમથીજ પૂરી રીતે વાંચી નથી. કાં તો જનસમાજને ભમાવવાને તેમાંથી અમુક શબ્દો કાઢી નાખ્યા છે. તે સંબંધે આ લેખમાં પ્રથમ જણાવી દીધું છે.

વળી તંત્રીજી લખે છે કે "અમે તે પ્રકાશમાં લાવતે નહિ; **પરંતુ જ્યારે તેણે રૂ. ૨૫-૩૦ ની કિંમતના ભાષાંતર સાથે...... પોતાના ભાવાર્થક ભાષાંતરની તુલના કરવાની વાત કરી છે, ત્યારે**

અમારે લોકોને સત્ય જણાવવાની જરૂર વિચારવી પડી છે. વગેરે." જુઓ!! આખરે **સત્ય છુપતું જ નથી.** વાણી બોલે જાણી. અત્યાર સુધી માથું કુટાતું હતું; પણ હવે જણાઈ ગયું કે આ તો દરદ પેટનું છે અને માથું વ્યર્થ કુટે છે. જો સસ્તા સાહિત્યના મંત્રીજી સ્વામિજી મહારાજે, જાહિરાતમાં ૨૫-૩૦ ની કિંમતવાળા ભાષાંતરસાથે તુલના ન કરી હતે તો, તંત્રીજીને કાંઈ પણ દુઃખ નહતું. ત્યારે તો **"રોશે રૂવાળો અને કુટશે પીંજારો"** એમ સમજીને બેશી રહેત; અને ભૂલ છતાં પણ જનસમાજના હિતાર્થે કાંઇ ન કરત. કેવી લોકસેવાની વૃત્તિ (?) પરંતુ આ તો જ્યારે પોતાનાજ પગપર કુહાડી આવી; એટલે ચમક્યા અને **સ્વાર્થ માટે પરાર્થનો ઘાત કરવાનો જ્વલંત નમૂનો દર્શાવ્યો.** 'ગુજરાતી'ના જનસમાજના હિત માટે કેવા વિચાર છે? તે આ ઉપરથી વાંચકવર્ગે સમજી લેવું. વળી "ગુજરાતી" શાંતિપર્વની ચતુર્થાવૃત્તિ માટે જે કાંઈ લખે છે, તે પોતાનુંજ તે સંબંધે અજ્ઞાન સૂચવે છે. તેનો ઉત્તર આગળ લખાઈ ચૂક્યો છે.

'ગુજરાતી' સસ્તુ શાંતિ. મોક્ષ. અ. ૧૪૯ મો. શ્લોક. ૫૬ મો આપીને લખે છે કે "શ્લોકનો અર્થ તો લખવામાં આવ્યો નથી" કેવું? સો મણ તેલે અંધારૂં. તેનો ભાવાર્થ તો આપેલ છે. ચશ્મા હોય તો ઉતારીને વાંચવા ભલામણ કરવામાં આવે છે. વળી સસ્તું સાહિત્ય સંસ્થાના મંત્રિજીએ, શાંતિપર્વના નિવેદનમાં પ્રથમથીજ જણાવ્યું છે તે મુજબ રાજધર્મ પ્રકરણમાં શ્લોકાંક માટે મુરાદાબાદવાળી પ્રતિ મળવાથી તદનુસાર અંકો મૂકાયા છે; અને જ્યાં ગુજરાતી, ભૂલ બતાવે છે, ત્યાં તો ઉક્ત પ્રતિમાં તે શ્લોકો નહિ હોવાથી કૌંસમાં લઇને બીજી પ્રતિપરથી આંક મૂક્યા છે જે માટે નીચે ટીપ્પણીમાં જણાવ્યું છે. વળી સસ્તું. શાંતિ. મોક્ષ. અ. ૧૪૮ **"યમે ચ**

**नियमे चैव०।** " એ શ્લોક આપીને તેની ટીકામાં " એક નિષ્ઠા-વાળા પુરૂષો " એમ લખી 'પૂર્વોક્ત નિષ્ઠાવાળા' એવા તાત્પર્યને તોડી નાખ્યું છે. સસ્તા સાહિત્યવાળા શાંતિપર્વમાં તેની ટીકામાં " એ નિષ્ઠાવાળા પુરૂષો " એમ છે. 'એ 'નો અર્થ 'પૂર્વોક્ત' થાય છે.

" અજાણ્યા મનુષ્યને તો એમજ લાગે કે આ નવીનજ ભાષાંતર છે. " એ વાક્યના તાત્પર્યને તંત્રીજી સમજી શક્યાજ નથી. આ ભૂલ પણ ભ્રમજનિત છે, કે હજી પણ તેમનાથી એ વાક્ય સમજી શકાતું નથી. એ વાક્યનું તાત્પર્ય એવું સમજાય છે કે "અસલ આ ગ્રંથ તો સ્વ. રા. રા. મણિશંકર મહાનંદ ભટ્ટવાળોજ છે. તેથી જૂનોજ છે. પરંતુ આમાં ઘણેભાગે વાક્યરચનામાં સુધારણા થવાથી, હવે જેઓ મુખપૃષ્ઠ તથા નિવેદન વાંચ્યા સિવાય મૂળ ભાષાંતરજ વાંચવાની આદતવાળા છે, તેઓ તો જૂનાની સાથે મેળવતાં પણ 'જૂનો છે' એમ નહિ જાણી શકે, છતાં સ્વામિજીને તેવી છેતર-પિંડી કરવાની જરૂર નહિ; માટેજ ( કોઈ 'નવીન છે' એમ જાણે નહિ માટેજ ) શાંતિપર્વના મુખપૃષ્ઠ ઉપર તથા નિવેદનમાં પ્રથમના પ્રકટકર્તાનું નામ, ભાષાંતરકર્તાનું નામ અને ચતુર્થાવૃત્તિ, એમ સઘળું જણાવી દીધું છે, " આવા ગુજરાતી વાક્યના તાત્પર્યને પણ " ગુજ-રાતી " નહિ સમજી શક્યું. આ શું ? ના ! ના !! પણ તે તો પૂર્વોક્ત સ્વાર્થહાનિના ભયનોજ દોષ છે.

" સો ટચનું સોનું રૂ. ૧૨)માં વેચવા નીકળેલ. " વગેરે આક્ષે-પનું સમાધાન આગળ આવી ગયું છે. તેથી અત્ર લખવાની જરૂર નથી. વળી " બીજાઓ કરતાં અનેક બાબતોમાં ચઢીયાતું થવા સાથે " એ વાક્યપર ટીકા કરતાં, તંત્રીજી જે કાંઇ લખે છે, તે તો છેતર-પીંડીજ છે; તે માટે પણ આગળ લખાઈ ચૂક્યું છે.

વાંચકવૃંદ! આથી અમે એમ કહેવા માગતા નથી કે 'આ સંસ્થાએ પ્રકટ કરેલું શાંતિપર્વનું ભાષાંતર નિર્દોષજ છે. દુનિયામાં માત્ર એક ઇશ્વિર સિવાય કોઈ પણ વસ્તુ નિર્દોષ નથી; અને એક ઇશ્વિર સિવાય મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. તદનુસાર શાંતિપર્વમાં પણ ક્વચિત્ તેમ હશે. સસ્તુંસાહિત્ય સંસ્થાને પોતાનું પ્રેસ નહિ હોવાથી, શાંતિપર્વના સંશોધનનું કાર્ય કેટલા સમયમાં, કેટલી ત્વરાથી અને કેવા સંયોગો વચ્ચે કરવામાં આવ્યું હશે? તે જોતાં, જૂની આવૃત્તિ કરતાં, આમાં ઘણોજ ફેરફાર માલૂમ પડે છે. તથાપિ "**नहि सर्वः सर्वं जानाति ।**" એ વાક્ય પ્રમાણે ક્વચિત્ દોષો રહ્યા હશે, એવી શંકાથીજ સસ્તુંસાહિત્યના મંત્રીજીને નિવેદનમાં "બનતું સંશોધન કરવામાં આવ્યું છે." એમ લખવાની જરૂર પડી હશે. એમ સમજાય છે. આમ છતાં જ્યારે 'ગુજરાતી' સ્વાર્થને લીધે તેવા લખાણપર ધ્યાન નહિ દેતાં સાચાનું જુઠું કરવાને પ્રયત્ન કરે, બીજાની સાચી નહિ પણ જુઠ્ઠી ભૂલો બતાવી જનસમાજને ગોટાળામાં નાખે, અને પોતાને ઘરનું પ્રેસ (છાપખાનું) છતા, બહોળો ખર્ચ કરવા છતાં, લાંબો સમય ગાળવા છતાં તથા પુસ્તકની વધુ કિંમત લેવા છતાં પણ, પોતે પ્રજાને શુદ્ધ ગ્રંથો ન આપી શકે; ત્યારે કોનો દોષ સમજવો? તે વાંચકે વિચારવું. 'ગુજરાતી' પ્રેસના કેટલાએક ગ્રંથોમાં કેવી ગંભીર ભૂલો છે; તે પ્રસિદ્ધ કરવી, એ એક છિદ્રાન્વેષીનું કૃત્ય છે. છતાં જો "કહીને કહેવરાવવું અને ગાઇને ગવરાવવું." એવીજ નીતિ અખત્યાર થશે; તો અમે પણ પૂર્વે જણાવ્યા મુજબ તેમના ગ્રંથની ભૂલો જનસમાજની સમક્ષ રજુ કરીશું. અસ્તુ.

હવે આથી વધુ લખવાની જરૂર નથી. સુજ્ઞજનો તો સમજેજ છે અને આથી વિશેષ સમજ્યા હશે કે, કોઇ તો થતાં કાર્યોને ટેકો આપે છે અને કોઇ તોડી–ભાંગી નાખવાને મથે છે. પણ તેમનું ધાર્યું

થતું નથી, ઈશ્વરનુંજ થાય છે. આ સંસ્થા તો **निंदंतु नीतिनिपुणा यदि वा स्तुवंतु.**" એ પદ્યને અનુસરી, હમ્મેશાં વર્તે છે અને વર્તશે. પરંતુ આવા મિથ્યા આક્ષેપોથી જનસમુદાય અવળે માર્ગે દોરવાઈ હાનિ ન પામે, એવી ઇચ્છાથી અમારે આ સમાધાન લખવા રોકાવું પડયું છે. * * * * * *

* * * * * * *

છેવટે અમે તો ઈશ્વરની આટલીજ પ્રાર્થના કરી વિરમીશું કે:—

**सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग्भवेत् ॥**

**ॐ शान्तिः । शान्तिः ॥ शान्तिः ॥।**



# આફ્રીકા ઈ૦ દેશાવરનાં ગ્રાહકોને સૂચના.

આફ્રીકા ઈ૦ હિંદની બહારના દેશો કે જ્યાં વેલ્યુપેબલ મોકલી શકાતાં નથી, ત્યાંનાં વિવિધગ્રંથમાળાના ગ્રાહકોને સૂચવવાનું કેઃ—

આ પુસ્તક મળતાં તુરતમાંજ તેમણે સં. ૧૯૭૨ ના વર્ષનું વાર્ષિક મૂલ્ય વધારાના પોસ્ટેજ સાથે રૂ. ૨-૮-૦ અને પાકાં પૂઠાનાં ગ્રાહક રહેવુ હોય તો રૂ. ૩-૧૨-૦ ઠીક પડે તે રીતે મોકલી આપવા. જેથી નવા ૧૯૭૨ ના વર્ષનું પુસ્તક કાર્તિક માસમા નીકળતા તરતજ તેમને મોકલી શકાય. ચરિત્રમાળાનાં ગ્રાહકોને પણ એજ સૂચના છે. ચાલુ સાલનાં બંને માળાનાં બાકીનાં પુસ્તકો દીવાળી અગાઉ અવશ્ય રવાના થઇ જશે.

એ ઉપરાંત આ ખાતાનાં બીજાં પુસ્તકો મંગાવવાં હોય તેમણે તેનું મૂલ્ય અને પોસ્ટેજ પણ નીચેની વિગતે મોકલી આપવું. વધુ સલામતી માટે દરેક ચાર રતલના પેકેટ દીઠ બબ્બે આના રજીષ્ટર ખર્ચના વધુ મોકલવા.

| ગ્રંથનું નામ. | મૂલ્ય. | પોસ્ટેજ |
|---|---|---|
| **રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧ લો.** પાકું પૂઠું. | ૨-૮-૦ | ૦-૧૨-૦ |
| ,, ખાસ ઉંચી આવૃત્તિ. | ૩-૮-૦ | ૧-૭-૦ |
| **શ્રીમદ્‌ભગવતી ભાગવત** હાલજ નવું નીકળ્યું છે. | ૨-૧૨-૦ | ૧-૧-૦ |
| **શ્રીશિવાજી છત્રપતિ** સોનેરી પૂઠું ... ... .. | ૧-૪-૦ | ૦-૮-૦ |
| **શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ** ભાગ ૧ લો. ... | ૩-૦-૦ | ૧-૨-૦ |
| **મહાભારતનું શાન્તિપર્વ** ૨-૮-૦ સાદી આવૃત્તિ . | ૨-૦-૦ | ૧-૦-૦ |
| **શ્રીમદ્‌ ભાગવત ભાષાંતર** .. .. .. .. | ૨-૨-૦ | ૧-૪-૦ |
| **સ્વામી રામતીર્થ** ભાગ ૧ થી ૫ . . . | ૧-૪-૦ | ૦-૮-૦ |
| **શ્રીદાસબોધ** દીવાળીપર નીકળી ચૂકયું હશે | ૧-૪-૦ | ૦-૮-૦ |

**શ્રી જ્ઞાનેશ્વરીગીતા** અને **આર્યભિષક્‌** આવતા વર્ષમા ફરીથી નીકળશે ત્યારે ખબર અપાશે **રાજસ્થાન ભાગ ૨ જો**, તથા **યોગવાસિષ્ઠ ભાગ ૨ જો** ઇ૦ ગ્રંથો પણ આવતા વર્ષમાં નીકળશે.

**Manager, Sastu Sahitya Vardhak Karyalya.**

**Post AHMEDABAD. (INDIA.)**

## સાહિત્યના શોકિનો, વિદ્યાના વિલાસીઓ, જ્ઞાનપ્રિય ગૃહસ્થો શું તમે જાણતા નથી કે ?

## અપૂર્વ રસપૂર્ણ, સર્વોત્તમ પુસ્તક

# પંચા-મૃત

સુધા સમાન છે; અનેક પ્રકારના ઉપદેશોથી પરિપૂર્ણ છે. આ પુસ્તક સુપ્રસિદ્ધ કવીશ્વર કે. વી. ભટે અસાધારણ શ્રમથી સંશોધિત કર્યું છે, અને ૨૭૦ વિષયો ઉપર પ્રાચીન અને અર્વાચીન વિશ્વવિખ્યાત કવિયોનાં કાવ્યો ઉપર માર્ગદર્શક, વિસ્તૃત, રસપૂર્ણ ટીકા લખીને શોભાપૂર્ણ બનાવ્યું છે. સંસારના સન્મિત્ર સ્વરૂપ, લાયબ્રેરીના શણગાર-સ્વરૂપ, જ્ઞાનના ભંડાર સ્વરૂપ, તથા જ્ઞાનના ગુરૂ સ્વરૂપ આ પુસ્તકને ખરીદી તેની **પંચામૃત** પ્રસાદીનો સ્વાદ લ્યો; મનહર છપાઇ, સુંદર, પાકું, આંખોને ઉડીને વળગે એવું ત્રણ નામનું સોનેરી બાઇન્ડીંગ. ઈ. સ. ૧૯૧૩માં પ્રથમ જ્યારે આ વિષય સુપ્રસિદ્ધ મુંબઈ સમાચારના દર શનિવારના અંકમાં પ્રકટ થતો હતો ત્યારે ઘણા સાહિત્યવિલાસી અને કાવ્યપ્રેમી ગૃહસ્થોએ એને પુસ્તકાકારમાં પ્રસિદ્ધ કરવાની ઇચ્છા દર્શાવી હતી; તેથી એ **પંચામૃતનું** મનોહર પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે, અને તેની કીંમત માત્ર રૂ. ૧–૮–૦ રાખવામાં આવી છે. વી. પી. પોસ્ટેજ સાથે રૂ. ૧–૧૧–૦ તો ત્વરાથી મંગાવો. હવે ઘણી થોડી નકલો સિલીકે છે. લખો:—

**ઠા. બેચર મેઘજી,—બુકસેલર્સ પબ્લીશર્સ અને સોલ એજન્ટ.**

**પરાબજાર—રાજકોટ (કાઠિયાવાડ.)**

**તા. ક. સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયનાં સર્વ પુસ્તકો તથા બીજા જાણીતા ગ્રંથકારોનાં પુસ્તકો પણ અમારે ત્યાં મળે છે,**

# મહારાણા હમીરસિંહ.

## ઐતિહાસિક નાટક.

**કર્ત્તા–પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ.**
અમદાવાદ ગુજરાત કોલેજના પ્રૉફેસર.

આ ગ્રંથની પ્રસ્તાવના ધી ઓનરેબલ રા. બા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ એલ. બી. એ. એમણે લખી છે. જેમાં તેઓ લખે છે કેઃ—

હમીરસિંહના જીવનચરિતમાં સમાયેલી વીરતા અને ઉદાત્તતાનો પ્રભાવ પ્રૉફેસર સ્વામીનારાયણે આ નાટકમાં યથાર્થ રીતે પ્રકટ કર્યો છે. નાટકનું વસ્તુ તેમણે એ પ્રમાણે રચ્યું છે કે ઐતિહાસિક વૃત્તાન્તની બધી રેખાઓ કાયમ રહે, અને કલ્પિત પ્રસંગોના વિસ્તારથી ઇતિહાસની કથાનો સાક્ષાત્કાર થાય. × × × × એ ઐતિહાસિક વૃત્તાંતને પ્રો. સ્વામીનારાયણે અનેક પ્રકારે ખીલવ્યો છે. × × × ×

આ રીતે, મેવાડની સ્વતંત્રતાની પુનઃ સ્થાપનાનો ઇતિહાસ નાટકના આકારમાં મૂકતાં પ્રૉ. સ્વામીનારાયણે પ્રોત્સાહક અને રૂચિકર પ્રસંગો ઉદ્‌ભૂત કર્યા છે, અને ગુણવાળો ગ્રંથ રચ્યો છે. × × × × પ્રવર્તમાન નાટકોમાં જે હલકી ઠઠ્ઠાબાજી અને અયોગ્ય કામદર્શનના પ્રસંગો લાવવામાં આવે છે તે તેમણે દૂર કર્યા છે. આ રીતે, રંગભૂમિની હાલની પદ્ધતિને ઉંચે પગથીએ ચઢાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, તે સફલતા પામે એવી આશા ગુજરાતી સાહિત્યના સર્વ શુભેચ્છકોને થશે. * * * * *

**મૂલ્ય બાર આના પોસ્ટેજ જૂદું.**

**ધર્મવિજય પ્રીન્ટીંગ પ્રેસ નં. ૪૬૭ રીચીરોડ,—અમદાવાદ.**

આપણા ઋષિ મુનિયો પોકારીને કહે છે કે અનાથોને અન્ન-
દાન આપવું તેજ એકગણું દાન અને હજારગણું પુન્ય છે,

જો પ્રભુએ આપ્યું હોય તો સત્પાત્રે દાન કરી
પરલોકનું ભાથું બાંધી લ્યો.

# બસો રૂપૈયામાં

## અન્નદાન સાથે અમર નામ

રૂ ૨૦૦ ) દાન આપનાર દાતાના નામથી તે કહે તે એક દિવસે દર વર્ષે દાતાના સ્મરણમાં અનાથોને ભોજન અપાય છે; તથા આરસની તખતીમાં નામ-ઠામ કોતરી ઑફીસમાં ચોટાડી યાદગીરી કાયમ રખાય છે.

ઉપલી રીતે ટુંક સમયમાંજ ૪૫ દિવસો અન્નદાન ખાતે દાતાઓ તરફથી રોકાઈ ગયા છે.

આ આશ્રમમાં અનાથ નિરાધાર બાળકો, ત્યજાએલાં ધાવતાં બાળકો, વૃદ્ધ અશક્ત અપંગો વગેરેને પોષવામાં આવે છે. દરેક જાતનાં દાન લેવાય છે.

## પચ્ચીસ રૂપીઆમાં ગોદાન.

રૂ ૨૫) દાન આપવાથી આશ્રમને ગોદાન આપેલું ગણી તેના વ્યાજમાંથી દર વર્ષે એક દિવસ અનાથોને દૂધ આપવામાં આવશે.

એક રૂપીઆથી વધુ દાન આપનારનાં નામ વાર્ષિક રીપોર્ટ-માં પ્રસિદ્ધ થાય છે, જરૂર દયા લાવી દાન મોકલો.

મંત્રી હિંદુ અનાથાશ્રમ, નડીઆદ.

" મ્હોટા જનને મારગે, વ્હેવા ચાહો વીર; ચરિત્ર વાંચી તેમનાં, "
" ધારો ગુણુ ગંભીર. ચરિત્ર ઉત્તમ વાંચતાં, અંતર ઉત્તમ થાય; "
" ચરિત્રમાળા ચાહથી, તે અર્થે વંચાય. "

---

# ચરિત્રમાળા

## જેનાં ગ્રાહકોને, દેશવિદેશનાં પ્રાચીન અર્વાચીન અનેક મહાન સ્ત્રીપુરૂષોનાં ઉત્તમ જીવનચરિત્રોનાં પુસ્તકો

# દરવર્ષે પાન ૧૫૦૦ જેટલાં

**માત્ર રૂ. ૨)માં મળે છે. પાકાંપૂઠાં ૩) પો. માફ**

**ચાલુ ૧૯૭૧ ના વર્ષનાં પુસ્તકો**–જોન ઑફ આર્ક, શ્રીમતી ભગવતીદેવી, દેવી અઘોરકામિની, ગુરૂગોવિંદસિંહ, સુરેશ વિશ્વાસ, ગ્લેડસ્ટન, ટોલ્સટૉય, નાનાફડનવીસ, રાજા રામમોહનરાય, અહલ્યાબાઇ, બાઇજીબાઇ, લક્ષ્મીબાઇ ઇ૦માંથી નીકળશે.

---

**આગલાં વર્ષોના સૅટની વિગત–મૂલ્ય એજ પ્રમાણે.**

**સં. ૧૯૬૮–૧–૨** શ્રી બુદ્ધિચરિત્ર અને ઉપદેશ. **૩ થી** ૮ ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ૧ લો. **૯ થી ૧૨** ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ ૨ જો.

**સં. ૧૯૬૯ નાં પુસ્તકો–૧૩–૧૪** ભારતના મહાન પુરૂષો, ભાગ ૧ લો. **૧૫** ડૉ. આનંદીબાઇ જોશી. **૧૬ થી ૧૯** ભારતના વીર પુરૂષો. **૨૦ થી ૨૨** ભારતના સંત પુરૂષો–ભાગ ૧ લો. **૨૩, ૨૪** જગવિખ્યાત પુરૂષો– ભાગ ૧ લો.

**સં. ૧૯૭૦–૨૫ થી ૨૮** ભારતનાં સ્ત્રીરત્નો ભાગ ૩ જો. **૨૯ થી ૩૧** બુકર ટી. વૉશિંગ્ટન. **૩૨ થી ૩૪** ભારતના મહાન પુરૂષો–ભાગ ૨ જો. **૩૫ થી ૩૬** જગવિખ્યાત પુરૂષો–ભાગ ૨ જો.

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય મુંબઈ અને અમદાવાદ.**

# ગોદરેજની તીજોરી અને મોતી.

**ગોદરેજની તીજોરીઓના** સંબંધમાં ઝવેરીઓ વારે વારે એવો સવાલ ઉઠાવે છે કે એ તીજોરીઓમાં આગની વખતે કાગજ બળતા નથી એ ખરૂં છે, છતાં તીજોરીની અંદર મેલેલાં મોતીનું આબ ઉડી જાય કે નહિ ?

ગયા નવેમ્બરમાં ગીરગામ બેક રોડ ઉપર શેઠ લાલજી દયાલના મકાનમાં મોટી આગ થઇ; તે ઘરમાં શેઠ ગોરધનદાસ પટેલની માલેકીની એક તીજોરી ગોદરેજની બનાવેલી હતી અને તેમાં કાગજો ઉપરાંત મોતીની એક પોટલી હતી તે મોતીની હાલત આગ પછી કેવી હતી તે શેઠ ગોરધનદાસે ગોદરેજ ઉપર લખેલા નીચલા કાગજ ઉપરથી સમજી શકાશે—

**મેસર્સ ગોદરેજ અને બાઇસ જોગ—**

થોડા દહાડા ઉપર ગીરગામ બેક રોડનાં મારાં ઘરમાં આગ લાગી તે વખતે મારા વપરાસમાં તમારી એક તીજોરી હતી. મારી રહેવાની જગ્યામાં સઘળું બળીને રાખ થઇ ગયુ હતું અને જ્યાં આગ બહુ જોરમાં થઇ હતી ત્યાં તમારી તીજોરી હતી. તીજોરીમાં કરનસી નોટો અને ખતપત્રો ઉપરાંત સોનાના દાગીના હતા અને થોડાંક છુટાં મોતીની એક પોટલી હતી. તીજોરી ગોદરેજની બનાવેલી એટલે સૌની ખાતરી હતી કે કાગજો જરૂર સલામત રહેશે, પણ મોતીની હાલત સારી રહેશે કે નહિ તે માટે કેટલાકોને શક હતો. તીજોરી ખોલતાં હાજર રહેલાઓની અજાયબી વચ્ચે કાગજો તેમજ મોતી સંપૂર્ણ સારી હાલતમાં મળી આવ્યાં હતાં.

તા. ૨૮–૧૧–૧૪ **લી. સેવક,–ગોરધનદાસ વી. પટેલ.**

**ગોદરેજનું કારખાનું**–ગેસ કંપની પાસે, પરેલ—**મુંબઇ.**

શાખા—રીચીરોડ–**અમદાવાદ.**

